**અર્ક જવાસ પાત બિનુ ભયઊ। જસ સુરાજ ખલ ઉદ્યમ ગયઊ॥**
**ખોજત કતહુઁ મિલઇ નહિં ધૂરી। કરઇ ક્રોધ જિમિ ધરમહિ દૂરી॥ ૨॥**

આકડો અને જવાસા પાંદડાં વગરનાં થઈ ગયા (તેમનાં પાન ખરી પડ્યાં) જેમ શ્રેષ્ઠ રાજ્યમાં દુષ્ટોનો ઉદ્યમ જતો રહે (તેમનું કંઈ પણ ચાલે નહિ). ધૂળ ક્યાંય શોધવા છતાંય મળતી નથી, જેમ ક્રોધ ધર્મને દૂર કરી દે છે (અર્થાત્ ક્રોધનો આવેશ થવાથી ધર્મનું જ્ઞાન રહેતું નથી). ॥ ૨॥

**સસિ સંપન્ન સોહ મહિ કૈસી। ઉપકારી કૈ સંપતિ જૈસી॥**
**નિસિ તમ ઘન ખદ્યોત બિરાજા। જનુ દંભિન્હ કર મિલા સમાજા॥ ૩॥**

અન્નથી યુક્ત (ફૂલ્યાફાલ્યા પાકથી લીલીછમ) પૃથ્વી એવી શોભિત થઈ રહી છે કે જેમ ઉપકારી પુરુષની સમ્પત્તિ. રાતના ગાઢ અંધકારમાં આગિયા શોભા પામી રહ્યા છે, જાણે દંભીઓનો સમાજ ઊમટી પડ્યો હોય. ॥ ૩॥

**મહાબૃષ્ટિ ચલિ ફૂટિ કિઆરીં। જિમિ સુતંત્ર ભએઁ બિગરહિં નારીં॥**
**કૃષી નિરાવહિં ચતુર કિસાના। જિમિ બુધ તજહિં મોહ મદ માના॥ ૪॥**

ભારે વરસાદ(મહાવૃષ્ટિ)થી ખેતરોના ક્યારા તૂટી ગયા છે, જેમ સ્વતન્ત્ર થવાથી સ્ત્રીઓ બગડી જાય છે. ચતુર ખેડૂત ખેતરોને નીંદાવી રહ્યા છે (તેમાંથી ઘાસ આદિકને બહાર કાઢીને ફેંકી રહ્યા છે), જેમ વિદ્વાન લોકો મોહ, મદ અને માનનો ત્યાગ કરી દે છે. ॥ ૪॥

**દેખિઅત ચક્રબાક ખગ નાહીં। કલિહિ પાઇ જિમિ ધર્મ પરાહીં॥**
**ઊષર બરષઇ તૃન નહિં જામા। જિમિ હરિજન હિયઁ ઉપજ ન કામા॥ ૫॥**

ચક્રવાક પક્ષીઓ નથી દેખાઈ રહ્યાં જેમ કળિયુગ પામીને ધર્મ પલાયન થઈ જાય છે. ખારા-પાટમાં વર્ષા થાય છે, પરન્તુ ત્યાં ઘાસ સુદ્ધા ઊગતું નથી, જેમ હરિભક્તના હૃદયમાં કામ ઉત્પન્ન થતો નથી. ॥ ૫॥

**બિબિધ જંતુ સંકુલ મહિ ભ્રાજા। પ્રજા બાઢ઼ જિમિ પાઇ સુરાજા॥**
**જહઁ તહઁ રહે પથિક થકિ નાના। જિમિ ઇંદ્રિય ગન ઉપજેં ગ્યાના॥ ૬॥**

પૃથ્વી અનેક પ્રકારના જીવોથી ભરેલી એવી રીતે શોભાયમાન છે, જેમ સુરાજ્ય પ્રાપ્ત કરીને પ્રજાની વૃદ્ધિ થાય છે. યત્રતત્ર અનેક પથિકો થાકી જઈને રોકાયા છે, જેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી ઇન્દ્રિયો [શિથિલ થઈને વિષયો તરફ જવાનું છોડી દે છે]. ॥ ૬॥

**દો૦ – કબહુઁ પ્રબલ બહ મારુત જહઁ તહઁ મેઘ બિલાહિં।**
**જિમિ કપૂત કે ઉપજેં કુલ સદ્ધર્મ નસાહિં॥ ૧૫ (ક)॥**

ક્યારેક-ક્યારેક વાયુ ઘણા જોરથી ચાલવા લાગે છે, જેનાથી વાદળાં જ્યાં-ત્યાં ગાયબ થઈ જાય છે. જેમ કુપુત્રના ઉત્પન્ન થવાથી કુળના ઉત્તમ ધર્મ (શ્રેષ્ઠ આચરણ) નષ્ટ થઈ જાય છે. ॥ ૧૫ (ક)॥

**કબહુઁ દિવસ મહઁ નિબિડ઼ તમ કબહુઁક પ્રગટ પતંગ ।**
**બિનસઇ ઉપજઇ ગ્યાન જિમિ પાઇ કુસંગ સુસંગ ॥ ૧૫ (ખ) ॥**

ક્યારેક [વાદળાંના કારણે] દિવસે ઘોર અન્ધકાર છવાઈ જાય છે અને ક્યારેક સૂર્ય પ્રગટ થઈ જાય છે. જેમ કુસંગ પામીને જ્ઞાન નષ્ટ થઈ જાય છે અને સુસંગ પામીને જ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે. ॥ ૧૫ (ખ)॥

**ચૌ૦ – બરષા બિગત સરદ રિતુ આઈ । લછિમન દેખહુ પરમ સુહાઈ ॥**
**ફૂલેં કાસ સકલ મહિ છાઈ । જનુ બરષાઁ કૃત પ્રગટ બુઢ઼ાઈ ॥ ૧॥**

હે લક્ષ્મણ! જુઓ, વર્ષા વીતી ગઈ અને પરમ સુન્દર શરદઋતુ આવી ગઈ. ફાલેલા દર્ભથી સમસ્ત પૃથ્વી છવાઈ ગઈ છે, જાણે વર્ષાઋતુએ [કાસરૂપી સફેદ વાળોના રૂપમાં] પોતાની વૃદ્ધાવસ્થા પ્રગટ કરી (કાસ એક પ્રકારની ઘાસ) છે. ॥ ૧॥

**ઉદિત અગસ્તિ પંથ જલ સોષા । જિમિ લોભહિ સોષઇ સંતોષા ॥**
**સરિતા સર નિર્મલ જલ સોહા । સંત હૃદય જસ ગત મદ મોહા ॥ ૨॥**

અગસ્ત્યના તારાએ ઉદિત થઈને માર્ગના જળને શોષી લીધું, જેમ સન્તોષ લોભને શોષી લે છે. નદીઓ અને તળાવોનું નિર્મળ જળ એવી શોભા પામી રહ્યાં છે, જેમ મદ અને મોહથી રહિત સંતોનું હૃદય! ॥ ૨॥

**રસ રસ સૂખ સરિત સર પાની । મમતા ત્યાગ કરહિં જિમિ ગ્યાની ॥**
**જાનિ સરદ રિતુ ખંજન આએ । પાઇ સમય જિમિ સુકૃત સુહાએ ॥ ૩॥**

નદી અને તળાવોનું જળ ધીરે ધીરે સુકાઈ રહ્યું છે, જેમ જ્ઞાની (વિવેકી) પુરુષો મમતાનો ત્યાગ કરે છે. શરદઋતુ જાણીને ખંજન પક્ષી આવી ગયાં; જેમ સમય આવ્યે સુન્દર સુકૃત આવી જાય છે (પુણ્ય પ્રગટ થઈ જાય છે). ॥ ૩॥

**પંક ન રેનુ સોહ અસિ ધરની । નીતિ નિપુન નૃપ કૈ જસિ કરની ॥**
**જલ સંકોચ બિકલ ભઇઁ મીના । અબુધ કુટુંબી જિમિ ધનહીના ॥ ૪॥**

ન કાદવ છે ન ધૂળ; આથી ધરતી [નિર્મળ થઈને] એવી શોભા આપી રહી છે જેમ નીતિનિપુણ રાજાની કરણી. જળ ઓછું થવાથી માછલીઓ વ્યાકુળ થઈ રહી છે, જેમ મૂર્ખ (વિવેકશૂન્ય) કુટુમ્બી (ગૃહસ્થ) ધન વિના વ્યાકુળ થાય છે. ॥ ૪॥

**બિનુ ઘન નિર્મલ સોહ અકાસા । હરિજન ઇવ પરિહરિ સબ આસા ॥**
**કહુઁ કહુઁ બૃષ્ટિ સારદી થોરી । કોઉ એક પાવ ભગતિ જિમિ મોરી ॥ ૫॥**

વિના વાદળોનું નિર્મળ આકાશ એવું શોભિત થઈ રહ્યું છે, જેમ ભગવદ્ભક્ત બધી આશાઓને છોડીને સુશોભિત થાય છે. ક્યાંક-ક્યાંક (વિરલ સ્થાનોમાં) શરદઋતુની થોડી-થોડી વર્ષા થઈ રહી છે; જેમ કોઈ વિરલા જ મારી ભક્તિ પામે છે. ॥ ૫॥

દો૦ – ચલે હરષિ તજિ નગર નૃપ તાપસ બનિક ભિખારિ।
જિમિ હરિભગતિ પાઈ શ્રમ તજહિં આશ્રમી ચારિ ॥ ૧૬॥

[શરદઋતુ આવતાં] રાજા, તપસ્વી, વેપારી અને ભિખારી [ક્રમશઃ વિજય, તપ, વેપાર અને ભિક્ષા માટે] હર્ષિત થઈને નગર છોડીને ચાલ્યા; જેમ શ્રીહરિની ભક્તિ પામીને ચારે આશ્રમવાળા [અનેક પ્રકારનાં સાધનરૂપી] શ્રમોનો ત્યાગ કરી દે છે. ॥ ૧૬॥

ચૌ૦ – સુખી મીન જે નીર અગાધા। જિમિ હરિ સરન ન એકઉ બાધા॥
ફૂલેં કમલ સોહ સર કૈસા। નિર્ગુન બ્રહ્મ સગુન ભએँ જૈસા॥ ૧॥

જે માછલીઓ અગાધ જળમાં છે, તેઓ સુખી છે; જેમ શ્રીહરિના શરણમાં ચાલ્યા જવાથી એક પણ વિઘ્ન રહેતું નથી. કમળોના ફૂલવાથી તળાવ એવી શોભા આપી રહ્યું છે, જેમ નિર્ગુણ બ્રહ્મ સગુણ થવાથી શોભિત થાય છે. ॥ ૧॥

ગુંજત મધુકર મુખર અનૂપા। સુંદર ખગ રવ નાના રૂપા॥
ચક્રબાક મન દુખ નિસિ પેખી। જિમિ દુર્જન પર સંપતિ દેખી॥ ૨॥

ભમરા અનુપમ શબ્દ કરતાં ગુંજી રહ્યા છે તથા પક્ષીઓના જુદા-જુદા પ્રકારના સુન્દર શબ્દો થઈ રહ્યા છે. રાત્રી જોઈને ચક્રવાકના મનમાં એવું દુઃખ થઈ રહ્યું છે જેમ બીજાની સમ્પત્તિ જોઈને દુષ્ટને (દુઃખ) થાય છે. ॥ ૨॥

ચાતક રટત તૃષા અતિ ઓહી। જિમિ સુખ લહઈ ન સંકરદ્રોહી॥
સરદાતપ નિસિ સસિ અપહરઈ। સંત દરસ જિમિ પાતક ટરઈ॥ ૩॥

બપૈયા રટ લગાવી રહ્યા છે, તેમને મોટી તરસ છે, જેમ શ્રીશંકરજીનો દ્રોહી સુખ પામતો નથી (સુખના માટે ઝંખતો રહે છે). શરદઋતુના તાપને રાત્રીના સમયે ચન્દ્રમા હરી લે છે, જેમ સંતોનાં દર્શનથી પાપ દૂર થઈ જાય છે. ॥ ૩॥

દેખિ ઇંદુ ચકોર સમુદાઈ। ચિતવહિં જિમિ હરિજન હરિ પાઈ॥
મસક દંસ બીતે હિમ ત્રાસા। જિમિ દ્વિજ દ્રોહ કિએँ કુલ નાસા॥ ૪॥

ચકોરોનો સમુદાય ચન્દ્રમાને જોઈને એ રીતે એકીટસે જોઈ રહે છે, જેમ ભગવદ્ભક્ત ભગવાનને પામીને તેમનાં [નિર્નિમેષ નેત્રોથી] દર્શન કરે છે. મચ્છર અને ડાંસ ઠંડીના ડરથી એ પ્રકારે નષ્ટ થઈ ગયા છે, જેમ બ્રાહ્મણોની સાથે વેર કરવાથી કુળનો નાશ થઈ જાય છે. ॥ ૪॥

દો૦ – ભૂમિ જીવ સંકુલ રહે ગએ સરદ રિતુ પાઈ।
સદગુર મિલેં જાહિં જિમિ સંસય ભ્રમ સમુદાઈ॥ ૧૭॥

[વર્ષાઋતુના કારણે] પૃથ્વી પર જે જીવ-જન્તુઓ ભરાઈ ગયાં હતાં, તે શરદઋતુને પામીને એવાં જ નષ્ટ થઈ ગયા જેમ સદ્ગુરુ મળી જવાથી સન્દેહ અને ભ્રમનો સમૂહ નષ્ટ થઈ જાય છે. ॥ ૧૭॥

ચૌ૦ – બરષા ગત નિર્મલ રિતુ આઈ। સુધિ ન તાત સીતા કૈ પાઈ॥
એક બાર કૈસેહુઁ સુધિ જાનૌં। કાલહુ જીતિ નિમિષ મહુઁ આનૌં॥ ૧॥

વર્ષા વીતી ગઈ, નિર્મળ શરદઋતુ આવી ગઈ. પરન્તુ હે તાત! સીતાના કોઈ ખબર મળ્યા નથી. એક વાર કેમ કરીને પણ પત્તો મળી જાય તો કાળને પણ જીતીને પળવારમાં જાનકીને લઈ આવું. ॥ ૧॥

કતહુઁ રહઉ જૌં જીવતિ હોઈ। તાત જતન કરિ આનઉઁ સોઈ॥
સુગ્રીવહુઁ સુધિ મોરિ બિસારી। પાવા રાજ કોસ પુર નારી॥ ૨॥

ક્યાંય પણ હશે, જો જીવતી હશે તો હે તાત! પ્રયત્ન કરીને હું તેને અવશ્ય લાવીશ. રાજ્ય, ખજાનો, નગર અને સ્ત્રી પામી ગયો, એટલે સુગ્રીવે પણ મારી સૂધ-બૂધ ભુલાવી દીધી. ॥ ૨॥

જેહિં સાયક મારા મૈં બાલી। તેહિં સર હતૌં મૂઢ઼ કહઁ કાલી॥
જાસુ કૃપાઁ છૂટહિં મદ મોહા। તા કહુઁ ઉમા કિ સપનેહુઁ કોહા॥ ૩॥

જે બાણથી મેં વાલિને માર્યો હતો, તે જ બાણથી કાલે તે મૂઢને મારું! [શિવજી કહે છે –] હે ઉમા! જેમની કૃપાથી મદ અને મોહ છૂટી જાય છે, તેમને કદીય સ્વપ્નમાંય ક્રોધ આવી શકે છે? [આ તો લીલામાત્ર છે]. ॥ ૩॥

જાનહિં યહ ચરિત્ર મુનિ ગ્યાની। જિન્હ રઘુબીર ચરન રતિ માની॥
લછિમન ક્રોધવંત પ્રભુ જાના। ધનુષ ચઢ઼ાઇ ગહે કર બાના॥ ૪॥

જ્ઞાની, મુનિ જેમણે શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રીતિ માની લીધી છે (જોડી દીધી છે), તેઓ જ આ ચરિત્ર(લીલારહસ્ય)ને જાણે છે. લક્ષ્મણજીએ જ્યારે પ્રભુને ક્રોધયુક્ત જાણ્યા ત્યારે તેમણે ધનુષ ચઢાવીને બાણ હાથમાં લઈ લીધાં. ॥ ૪॥

દો૦ – તબ અનુજહિ સમુઝાવા રઘુપતિ કરુના સીંવ।
ભય દેખાઇ લૈ આવહુ તાત સખા સુગ્રીવ॥ ૧૮॥

ત્યારે દયાની સીમા શ્રીરઘુનાથજીએ નાના ભાઈ લક્ષ્મણજીને સમજાવ્યા કે હે તાત! સુગ્રીવ સખા છે, તેને કેવળ માત્ર ભય દેખાડીને લઈ આવો [તેને મારવાની વાત નથી]. ॥ ૧૮॥

ચૌ૦ – ઇહાઁ પવનસુત હૃદયઁ બિચારા। રામ કાજુ સુગ્રીવઁ બિસારા॥
નિકટ જાઇ ચરનન્હિ સિરુ નાવા। ચારિહુ બિધિ તેહિ કહિ સમુઝાવા॥ ૧॥

અહીં (કિષ્કિન્ધાનગરીમાં) પવનકુમાર શ્રીહનુમાનજીએ વિચાર કર્યો કે સુગ્રીવે શ્રીરામજીના કાર્યને વિસારી દીધુ. તેમણે સુગ્રીવની પાસે જઈને ચરણોમાં શીશ નમાવ્યું [સામ, દાન, દંડ, ભેદ] ચારેય પ્રકારની નીતિ કહીને તેને સમજાવ્યો. ॥ ૧॥

સુનિ સુગ્રીવઁ પરમ ભય માના । બિષયઁ મોર હરિ લીન્હેઉ ગ્યાના ॥
અબ મારુતસુત દૂત સમૂહા । પઠવહુ જહઁ તહઁ બાનર જૂહા ॥ ૨॥

હનુમાનજીનાં વચન સાંભળીને સુગ્રીવે બહુ જ ભય જાણ્યો. [અને કહ્યું –] વિષયોએ મારા જ્ઞાનને હરી લીધું. હવે, હે પવનસુત! જ્યાં-જ્યાં વાનરોનાં જૂથો રહે છે, ત્યાં દૂતોના સમૂહોને મોકલો. ॥ ૨॥

કહહુ પાખ મહુઁ આવ ન જોઈ । મોરેં કર તા કર બધ હોઈ ॥
તબ હનુમંત બોલાએ દૂતા । સબ કર કરિ સનમાન બહૂતા ॥ ૩॥

અને કહેવડાવી દો કે એક પખવાડિયામાં જે નહિ આવી જાય, તેનો મારા હાથે વધ થશે. પછી હનુમાનજીએ દૂતોને બોલાવ્યા અને સર્વેનું બહુ સન્માન કરીને – ॥ ૩॥

ભય અરુ પ્રીતિ નીતિ દેખરાઈ । ચલે સકલ ચરનન્હિ સિર નાઈ ॥
એહિ અવસર લછિમન પુર આએ । ક્રોધ દેખિ જહઁ તહઁ કપિ ધાએ ॥ ૪॥

સર્વેને ભય, પ્રીતિ અને નીતિ બતાવી. સર્વે વાનરો શીશ નમાવીને ચાલ્યા. આ જ સમયે લક્ષ્મણજી નગરમાં આવ્યા. તેમનો ક્રોધ જોઈને વાનરો આમ તેમ નાઠા. ॥ ૪॥

દો૦ – ધનુષ ચઢ़ાઇ કહા તબ જારિ કરઉઁ પુર છાર ।
બ્યાકુલ નગર દેખિ તબ આયઉ બાલિકુમાર ॥ ૧૯॥

ત્યારપછી લક્ષ્મણજીએ ધનુષ ચઢાવીને કહ્યું કે નગરને બાળીને હમણાં જ રાખ કરી નાંખીશ. ત્યારે સમગ્ર નગરને વ્યાકુળ જોઈને વાલિપુત્ર અંગદજી તેમની પાસે આવ્યા. ॥ ૧૯॥

ચૌ૦ – ચરન નાઇ સિરુ બિનતી કીન્હી । લછિમન અભય બાઁહ તેહિ દીન્હી ॥
ક્રોધવંત લછિમન સુનિ કાના । કહ કપીસ અતિ ભયઁ અકુલાના ॥ ૧॥

અંગદે તેમના ચરણોમાં શીશ નમાવીને વિનંતી કરી (ક્ષમાયાચના કરી). ત્યારે લક્ષ્મણજીએ તેમને અભયદાન આપ્યું (ભુજા ઉઠાવીને કહ્યું કે ડરો નહિ). સુગ્રીવે પોતાના કાનેથી લક્ષ્મણજીને ક્રોધયુક્ત સાંભળીને ભયથી અત્યંત વ્યાકુળ થઈને કહ્યું – ॥ ૧॥

સુનુ હનુમંત સંગ લૈ તારા । કરિ બિનતી સમુઝાઉ કુમારા ॥
તારા સહિત જાઇ હનુમાના । ચરન બંદિ પ્રભુ સુજસ બખાના ॥ ૨॥

હે હનુમાન! સાંભળો, તમે તારાને સાથે લઈ જઈને વિનતી કરીને રાજકુમારોને સમજાવો (સમજાવી-બુજાવીને શાંત કરો). હનુમાનજીએ તારાસહિત જઈને લક્ષ્મણજીના ચરણોની વંદના કરી અને પ્રભુના સુન્દર યશનાં વખાણ કર્યાં. ॥ ૨॥

**કરિ બિનતી મંદિર લૈ આએ। ચરન પખારિ પલઁગ બૈઠાએ ॥**
**તબ કપીસ ચરનન્હિ સિરુ નાવા। ગહિ ભુજ લછિમન કંઠ લગાવા ॥ ૩॥**

તેઓ વિનંતી કરીને તેમને મહેલમાં લઈ આવ્યા તથા ચરણોને ધોઈને તેમને પલંગ પર બેસાડ્યા. ત્યારે વાનરરાજ સુગ્રીવે તેમના ચરણોમાં શીશ નમાવ્યું અને લક્ષ્મણજીએ હાથ પકડીને તેમને ગળે લગાવ્યા. ॥ ૩॥

**નાથ બિષય સમ મદ કછુ નાહીં। મુનિ મન મોહ કરઈ છન માહીં ॥**
**સુનત બિનીત બચન સુખ પાવા। લછિમન તેહિ બહુબિધિ સમુઝાવા ॥ ૪॥**

[સુગ્રીવે કહ્યું –] હે નાથ! વિષયના સમાન બીજો કોઈ મદ નથી. તે મુનિઓના મનમાંય ક્ષણમાત્રમાં મોહ ઉત્પન્ન કરી દે છે [પછી હું તો વિષયી જીવ રહ્યો]. સુગ્રીવનાં વિનયયુક્ત વચન સાંભળીને લક્ષ્મણજી સુખ પામ્યા અને તેમને અનેક પ્રકારે સમજાવ્યા. ॥ ૪॥

**પવન તનય સબ કથા સુનાઈ। જેહિ બિધિ ગએ દૂત સમુદાઈ ॥**

ત્યારે પવનસુત હનુમાનજીએ જે રીતે સર્વ દિશાઓમાં દૂતોના સમૂહ ગયા હતા તે સઘળા સમાચાર શ્રીલક્ષ્મણજીને કહી સંભળાવ્યા. ॥ ૫॥

**દો૦ – હરષિ ચલે સુગ્રીવ તબ અંગદાદિ કપિ સાથ।**
**રામાનુજ આગેં કરિ આએ જહઁ રઘુનાથ ॥ ૨૦॥**

ત્યારે અંગદ આદિ વાનરોને સાથે લઈને અને શ્રીરામજીના નાના ભાઈ લક્ષ્મણજીને આગળ કરીને (અર્થાત્ તેમની પાછળ પાછળ) સુગ્રીવ હર્ષિત થઈને ચાલ્યા અને જ્યાં શ્રીરઘુનાથજી હતા ત્યાં આવ્યા. ॥ ૨૦॥

**ચૌ૦ – નાઈ ચરન સિરુ કહ કર જોરી। નાથ મોહિ કછુ નાહિન ખોરી ॥**
**અતિસય પ્રબલ દેવ તવ માયા। છૂટઈ રામ કરહુ જૌં દાયા ॥ ૧॥**

શ્રીરઘુનાથજીના ચરણોમાં શીશ નમાવીને હાથ જોડીને સુગ્રીવે કહ્યું – હે નાથ! મારો કંઈ પણ દોષ નથી. હે દેવ! આપની માયા અત્યંત જ પ્રબળ છે. આપ જ્યારે દયા કરો છો, હે રામ! ત્યારે જ એ છૂટે છે. ॥ ૧॥

**બિષય બસ્ય સુર નર મુનિ સ્વામી। મૈં પાવઁર પસુ કપિ અતિ કામી ॥**
**નારિ નયન સર જાહિ ન લાગા। ઘોર ક્રોધ તમ નિસિ જો જાગા ॥ ૨॥**

હે સ્વામી! દેવતા, મનુષ્ય અને મુનિ બધા જ વિષયોના વશમાં છે. પછી હું તો પામર પશુ અને પશુઓમાં પણ અત્યંત કામી વાનર છું. સ્ત્રીનાં નયન-બાણ જેને નથી વાગ્યાં, જે ભયંકર ક્રોધરૂપી અંધારી રાત્રિમાંય જાગતો રહે છે (ક્રોધાન્ધ નથી થતો). ॥ ૨॥

લોભ પાઁસ જેહિં ગર ન બઁધાયા। સો નર તુમ્હ સમાન રઘુરાયા॥
યહ ગુન સાધન તેં નહિં હોઈ। તુમ્હરી કૃપાઁ પાવ કોઈ કોઈ॥૩॥

અને લોભની ફાંસીથી જેણે પોતાનું ગળું નથી બંધાવ્યું, હે રઘુનાથજી! તે મનુષ્ય આપના જ સમાન છે. આ ગુણો સાધનથી પ્રાપ્ત થતા નથી. આપની કૃપાથી જ કોઈ કોઈ એમને પ્રાપ્ત કરે છે. ॥૩॥

તબ રઘુપતિ બોલે મુસુકાઈ। તુમ્હ પ્રિય મોહિ ભરત જિમિ ભાઈ॥
અબ સોઈ જતનુ કરહુ મન લાઈ। જેહિ બિધિ સીતા કૈ સુધિ પાઈ॥૪॥

ત્યારે શ્રી રઘુનાથજી મલકાઈને બોલ્યા – હે ભાઈ! તમે મને ભરતના સમાન પ્રિય છો. હવે, મન લગાવીને એવા ઉપાય કરો કે જે ઉપાયથી સીતાની ભાળ મળે. ॥૪॥

દો૦ – એહિ બિધિ હોત બતકહી આએ બાનર જૂથ।
નાના બરન સકલ દિસિ દેખિઅ કીસ બરૂથ॥૨૧॥

આ પ્રકારે વાતચીત થઈ રહી હતી કે વાનરોનાં જૂથ આવી ગયાં. અનેક રંગોનાં વાનરોનાં દળ સર્વે દિશાઓમાં દેખાવા લાગ્યાં. ॥૨૧॥

ચૌ૦ – બાનર કટક ઉમા મૈં દેખા। સો મૂરુખ જો કરન ચહ લેખા॥
આઈ રામ પદ નાવહિં માથા। નિરખિ બદનુ સબ હોહિં સનાથા॥૧॥

[શિવજી કહે છે –] હે ઉમા! વાનરોની તે સેના મેં જોઈ હતી. તેની જે ગણતરી કરવા ઈચ્છે તે મહાન મૂર્ખ છે. સર્વે વાનરો આવી-આવીને શ્રીરામજીના ચરણોમાં મસ્તક નમાવે છે અને [સૌન્દર્ય-માધુર્યનિધિ] શ્રીમુખનાં દર્શન કરીને કૃતાર્થ થાય છે. ॥૧॥

અસ કપિ એક ન સેના માહીં। રામ કુસલ જેહિ પૂછી નાહીં॥
યહ કછુ નહિં પ્રભુ કઇ અધિકાઈ। બિસ્વરૂપ બ્યાપક રઘુરાઈ॥૨॥

સેનામાં એક પણ વાનર એવો ન હતો કે જેને શ્રીરામજીએ કુશળતા ન પૂછી હોય, પ્રભુના માટે આ કોઈ મોટી વાત નથી. કારણ કે શ્રીરઘુનાથજી વિશ્વરૂપ તથા સર્વવ્યાપક છે (સર્વ રૂપો અને સર્વ સ્થળોએ છે). ॥૨॥

ઠાઢ઼ે જહઁ તહઁ આયસુ પાઈ। કહ સુગ્રીવ સબહિ સમુઝાઈ॥
રામ કાજુ અરુ મોર નિહોરા। બાનર જૂથ જાહુ ચહુઁ ઓરા॥૩॥

આજ્ઞા પામીને સર્વે યત્ર-તત્ર ઊભા રહી ગયા. પછી સુગ્રીવે સૌને સમજાવીને કહ્યું કે હે વાનરોના સમૂહો! આ પ્રભુ શ્રીરામચન્દ્રજીનું કાર્ય છે અને મારો અનુરોધ છે, તમે ચારેય બાજુ જાઓ. ॥૩॥

જનકસુતા કહુઁ ખોજહુ જાઈ। માસ દિવસ મહઁ આએહુ ભાઈ॥
અવધિ મેટિ જો બિનુ સુધિ પાએઁ। આવઇ બનિહિ સો મોહિ મરાએઁ॥૪॥

અને જઈને જાનકીજીને શોધો. હે ભાઈ! માસમાત્રમાં પાછા આવી જજો. જે [માસમાત્રની] અવધિ વીતાવીને ભાળ કાઢ્યા વિના જ પાછો આવશે તે મારા દ્વારા મરાવી નાખવો પડશે(અર્થાત્ મારે તેનો વધ કરાવવો જ પડશે). ॥૪॥

દો૦ – બચન સુનત સબ બાનર જહઁ તહઁ ચલે તુરંત।
તબ સુગ્રીવઁ બોલાએ અંગદ નલ હનુમંત॥૨૨॥

સુગ્રીવનાં વચન સાંભળતાં જ સૌ વાનર તરત ચારેકોર જુદી જુદી દિશાઓમાં ચાલી નીકળ્યા. ત્યારે સુગ્રીવે અંગદ, નીલ, હનુમાન વગેરે મુખ્ય મુખ્ય યોદ્ધાઓને બોલાવ્યા [અને કહ્યું –] ॥૨૨॥

ચૌ૦ – સુનહુ નીલ અંગદ હનુમાના। જામવંત મતિધીર સુજાના॥
સકલ સુભટ મિલિ દચ્છિન જાહૂ। સીતા સુધિ પૂઁછેહુ સબ કાહૂ॥૧॥

હે ધીરબુદ્ધિ અને ચતુર નીલ, અંગદ, જામ્બવાન અને હનુમાન ! તમે સર્વે શ્રેષ્ઠ યોદ્ધાઓ મળીને દક્ષિણ દિશામાં જાઓ અને સૌ કોઈને સીતાજીના સમાચાર પૂછજો. ॥૧॥

મન ક્રમ બચન સો જતન બિચારેહુ। રામચંદ્ર કર કાજુ સઁવારેહુ॥
ભાનુ પીઠિ સેઇઅ ઉર આગી। સ્વામિહિ સર્બ ભાવ છલ ત્યાગી॥૨॥

મન, વચન તથા કર્મથી તેનો જ (સીતાજીની ભાળ કાઢવાનો) ઉપાય વિચારજો. શ્રીરામચન્દ્રજીનું કાર્ય સમ્પન્ન (સફળ) કરજો. સૂર્યનું પીઠથી અને અગ્નિનું હૃદયથી (સામેથી) સેવન કરવું જોઈએ. પરન્તુ સ્વામીની સેવા તો છળ છોડીને સર્વભાવથી (મન, વચન, કર્મથી) કરવી જોઈએ. ॥૨॥

તજિ માયા સેઇઅ પરલોકા। મિટહિં સકલ ભવસંભવ સોકા॥
દેહ ધરે કર યહ ફલુ ભાઈ। ભજિઅ રામ સબ કામ બિહાઈ॥૩॥

માયા(વિષયોની મમતા-આસક્તિ)ને છોડીને પરલોકનું સેવન (ભગવાનના દિવ્ય ધામની પ્રાપ્તિ માટે ભગવત્સેવારૂપ સાધન) કરવું જોઈએ, જેનાથી ભવ(જન્મ-મરણ)થી ઉત્પન્ન સઘળા શોક મટી જાય. હે ભાઈ! દેહ ધારણ કરવાનું આ જ ફળ છે કે સઘળાં કામો(કામનાઓ)ને છોડીને શ્રીરામજીનું ભજન જ કરવામાં આવે. ॥૩॥

સોઇ ગુનગ્ય સોઈ બડ઼ભાગી। જો રઘુબીર ચરન અનુરાગી॥
આયસુ માગિ ચરન સિરુ નાઈ। ચલે હરષિ સુમિરત રઘુરાઈ॥૪॥

સદ્ગુણોને ઓળખનાર (ગુણવાન) તથા મહાભાગ્યશાળી તે જ છે જે શ્રીરઘુનાથજીના ચરણોનો પ્રેમી છે. આજ્ઞા માગીને અને ચરણોમાં ફરીથી શીશ નમાવીને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતાં કરતાં સૌ આનંદિત થઈને ચાલ્યા. ॥૪॥

પાછેં પવન તનય સિરુ નાવા। જાનિ કાજ પ્રભુ નિકટ બોલાવા ॥
પરસા સીસ સરોરુહ પાની। કરમુદ્રિકા દીન્હિ જન જાની ॥૫॥

સૌના પછી પવનસુત શ્રીહનુમાનજીએ શીશ નમાવ્યું. કાર્યનો વિચાર કરીને પ્રભુએ તેમને પોતાની પાસે બોલાવ્યા. તેમણે પોતાના કર-કમળથી તેમના સિરને સ્પર્શ કર્યો તથા પોતાના સેવક જાણીને તેમને પોતાના હાથની વીંટી ઉતારીને આપી. ॥૫॥

બહુ પ્રકાર સીતહિ સમુઝાએહુ। કહિ બલ બિરહ બેગિ તુમ્હ આએહુ ॥
હનુમત જન્મ સુફલ કરિ માના। ચલેઉ હૃદયઁ ધરિ કૃપાનિધાના ॥૬॥

[અને કહ્યું –] અનેક પ્રકારે સીતાને સમજાવજો અને મારું બળ તથા વિરહ (પ્રેમ) કહીને તમે શીઘ્ર પાછા આવજો. હનુમાનજીએ પોતાનો જન્મ સફળ સમજ્યો અને કૃપાનિધાન પ્રભુને હૃદયમાં ધારણ કરીને તેઓ ચાલ્યા. ॥૬॥

જદ્યપિ પ્રભુ જાનત સબ બાતા। રાજનીતિ રાખત સુરત્રાતા ॥૭॥

જોકે દેવતાઓની રક્ષા કરનારા પ્રભુ સઘળી વાત જાણે છે, તો પણ તેઓ રાજનીતિની રક્ષા કરી રહ્યા છે (નીતિની મર્યાદા જાળવવા માટે સીતાજીની ભાળ મેળવવા ચારે બાજુ વાનરોને મોકલી રહ્યા છે). ॥૭॥

દો૦ – ચલે સકલ બન ખોજત સરિતા સર ગિરિ ખોહ।
રામ કાજ લયલીન મન બિસરા તન કર છોહ ॥૨૩॥

સઘળા વાનરો વન, નદી, તળાવ, પર્વત અને પર્વતોની ગુફાઓમાં શોધતાં-શોધતાં ચાલ્યા જાય છે. મન શ્રીરામજીના કાર્યમાં લવલીન છે, શરીર સુદ્ધાં પ્રેમ (મમત્વ) ભૂલી ગયું છે. ॥૨૩॥

ચૌ૦ – કતહુઁ હોઇ નિસિચર સૈં ભેટા। પ્રાન લેહિં એક એક ચપેટા ॥
બહુ પ્રકાર ગિરિ કાનન હેરહિં। કોઉ મુનિ મિલઇ તાહિ સબ ઘેરહિં ॥૧॥

ક્યાંક કોઈક રાક્ષસથી ભેટો થઈ જાય છે, તો એક-એક તમાચામાં જ તેનો પ્રાણ લઈ લે છે. પર્વતો અને વનોમાં અનેક પ્રકારે ખોળી રહ્યા છે. કોઈ મુનિ મળી જાય છે, તો ભાળ મેળવવા માટે તેને સૌ ઘેરી લે છે. ॥૧॥

લાગિ તૃષા અતિસય અકુલાને। મિલઇ ન જલ ઘન ગહન ભુલાને ॥
મન હનુમાન કીન્હ અનુમાના। મરન ચહત સબ બિનુ જલ પાના ॥૨॥

એટલામાં જ સૌને અત્યંત તરસ લાગી, જેનાથી સૌ અત્યંત જ વ્યાકુળ થઈ ગયા. પણ જળ ક્યાંય ન મળ્યું. ગાઢ જંગલમાં સૌ ભૂલા પડ્યા. હનુમાનજીએ મનમાં અનુમાન કર્યું કે જળ પીધા વિના સૌ લોકો મરવા જ માગે છે. ॥૨॥

ચઢ઼િ ગિરિ સિખર ચહૂઁ દિસિ દેખા। ભૂમિ બિબર એક કૌતુક પેખા॥
ચક્રબાક બક હંસ ઉડ઼ાહીં। બહુતક ખગ પ્રબિસહિં તેહિ માહીં॥૩॥

તેમણે પર્વતના શિખર પર ચઢીને ચારે બાજુ જોયું તો પૃથ્વીની અંદર એક ગુફામાં તેમને એક કૌતુક દેખાયું. તેની ઉપર ચક્રવાક, બગલા અને હંસ ઊડી રહ્યાં છે અને ઘણાં જ પક્ષીઓ તેમાં પ્રવેશ કરી રહ્યાં છે. ॥૩॥

ગિરિ તે ઉતરિ પવનસુત આવા। સબ કહુઁ લૈ સોઈ બિબર દેખાવા॥
આગેં કૈ હનુમંતહિ લીન્હા। પૈઠે બિબર બિલંબુ ન કીન્હા॥૪॥

પવનકુમાર હનુમાનજી પર્વતથી ઊતરીને આવ્યા અને સૌને લઈ જઈને તે ગુફા બતાવી. સૌએ હનુમાનજીને આગળ કરી દીધા અને તેઓ ગુફામાં ઘુસી ગયા, વાર ન લગાડી. ॥૪॥

દો૦ – દીખ જાઈ ઉપબન બર સર બિગસિત બહુ કંજ।
મંદિર એક રુચિર તહઁ બૈઠિ નારિ તપ પુંજ॥૨૪॥

અંદર જઈને તેમણે એક ઉત્તમ ઉપવન (બગીચો) અને તળાવ જોયાં, જેમાં ઘણાં જ કમળો ખીલ્યાં છે. ત્યાં એક સુન્દર મન્દિર છે, જેમાં એક તપોમૂર્તિ સ્ત્રી બેઠી છે. ॥૨૪॥

ચૌ૦ – દૂરિ તે તાહિ સબન્હિ સિરુ નાવા। પૂછેં નિજ બૃત્તાંત સુનાવા॥
તેહિં તબ કહા કરહુ જલ પાના। ખાહુ સુરસ સુંદર ફલ નાના॥૧॥

દૂરથી જ બધાંએ તેને શીશ નમાવ્યાં અને પૂછવાથી પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારે તેણીએ કહ્યું – જળપાન કરો અને ભાતન્ભાતનાં રસદાર સુન્દર ફળ ખાઓ. ॥૧॥

મજ્જનુ કીન્હ મધુર ફલ ખાએ। તાસુ નિકટ પુનિ સબ ચલિ આએ॥
તેહિં સબ આપનિ કથા સુનાઈ। મૈં અબ જાબ જહાઁ રઘુરાઈ॥૨॥

[આજ્ઞા પામીને] સૌએ સ્નાન કર્યું, મીઠાં ફળ ખાધાં અને પછી સૌ તેની પાસે ચાલ્યા આવ્યા. પછી તેણીએ પોતાની સઘળી કથા કહી સંભળાવી [અને કહ્યું –] હું હવે જ્યાં શ્રીરઘુનાથજી છે ત્યાં જઈશ. ॥૨॥

મૂદહુ નયન બિબર તજિ જાહૂ। પૈહહુ સીતહિ જનિ પછિતાહૂ॥
નયન મૂદિ પુનિ દેખહિં બીરા। ઠાઢ઼ે સકલ સિંધુ કેં તીરા॥૩॥

તમે લોકો આંખો બંધ કરી દો અને ગુફાને છોડીને બહાર જાઓ. તમે સીતાજીને પામી જશો. પસ્તાઓ નહિ (નિરાશ ન થાઓ). આંખો મીંચીને ફરીથી જ્યારે આંખો ખોલી તો સૌ વીરો શું જુએ છે કે સૌ સમુદ્રના તટે ઊભા છે. ॥૩॥

સો પુનિ ગઈ જહાઁ રઘુનાથા। જાઇ કમલ પદ નાએસિ માથા ॥
નાના ભાઁતિ બિનય તેહિં કીન્હી। અનપાયની ભગતિ પ્રભુ દીન્હી ॥૪॥

અને તે સ્વયં ત્યાં ગઈ જ્યાં શ્રીરઘુનાથજી હતા. તેણીએ જઈને પ્રભુનાં ચરણકમળોમાં મસ્તક નમાવ્યું અને અનેક પ્રકારે વિનંતી કરી. પ્રભુએ તેને પોતાની અનપાયિની (અચળ) ભક્તિ આપી. ॥૪॥

દો૦ – બદરીબન કહુઁ સો ગઈ પ્રભુ અગ્યા ધરિ સીસ।
ઉર ધરિ રામ ચરન જુગ જે બંદત અજ ઈસ ॥૨૫॥

પ્રભુની આજ્ઞા સિર પર ધારણ કરીને અને શ્રીરામજીનાં યુગલ ચરણોને - જેમની બ્રહ્મા અને મહેશ પણ વંદના કરે છે - હૃદયમાં ધારણ કરીને તે (સ્વયંપ્રભા) બદરિકાશ્રમમાં ચાલી ગઈ. ॥ ૨૫॥

ચૌ૦ – ઈહાઁ બિચારહિં કપિ મન માહીં। બીતી અવધિ કાજ કછુ નાહીં ॥
સબ મિલિ કહહિં પરસ્પર બાતા। બિનુ સુધિ લએઁ કરબ કા ભ્રાતા ॥ ૧॥

અહીં વાનરજનો મનમાં વિચાર કરી રહ્યા છે કે અવધિ તો વીતી ગઈ પરન્તુ કાર્ય કંઈ ન થયું. સૌ મળીને પરસ્પર વાત કરવા લાગ્યા કે હે ભાઈ! હવે તો સીતાજીની ખબર લીધા વિના પાછા ફરીને પણ શું કરીશું? ॥૧॥

કહ અંગદ લોચન ભરિ બારી। દુહુઁ પ્રકાર ભઇ મૃત્યુ હમારી ॥
ઈહાઁ ન સુધિ સીતા કૈ પાઈ। ઉહાઁ ગએઁ મારિહિ કપિરાઈ ॥ ૨॥

અંગદે આંખોમાં જળ ભરીને કહ્યું કે બન્નેય રીતે આપણું મૃત્યુ નક્કી છે. અહીં તો સીતાજીની ભાળ મળી નથી અને ત્યાં જવાથી વાનરરાજ સુગ્રીવ મારી નાખશે. ॥ ૨॥

પિતા બધે પર મારત મોહી। રાખા રામ નિહોર ન ઓહી ॥
પુનિ પુનિ અંગદ કહ સબ પાહીં। મરન ભયઉ કછુ સંસય નાહીં ॥ ૩॥

તેઓ તો પિતાનો વધ થયા પછી જ મને મારી નાખત. શ્રીરામજીએ જ મારી રક્ષા કરી, આમાં સુગ્રીવનો કોઈ ઉપકાર નથી. અંગદ વારંવાર સૌને કહી રહ્યા છે કે હવે મૃત્યુ આવ્યું, એમાં કોઈ પણ સન્દેહ નથી. ॥ ૩॥

અંગદ બચન સુનત કપિ બીરા। બોલિ ન સકહિં નયન બહ નીરા ॥
છન એક સોચ મગન હોઇ રહે। પુનિ અસ બચન કહત સબ ભએ ॥ ૪॥

વાનર વીરો અંગદનાં વચન સાંભળે છે, પરન્તુ કંઈ બોલી શકતા નથી. તેમનાં નેત્રોમાંથી જળ વહી રહ્યું છે. એક ક્ષણ માટે સૌ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયા, પછી સૌ એવાં વચન કહેવા લાગ્યા – ॥ ૪॥

**હમ સીતા કૈ સુધિ લીન્હેં બિના । નહિં જૈહૈં જુબરાજ પ્રબીના ॥**
**અસ કહિ લવન સિંધુ તટ જાઈ । બૈઠે કપિ સબ દર્ભ ડસાઈ ॥ ૫॥**

હે સુયોગ્ય યુવરાજ! અમે લોકો સીતાજીની ભાળ મેળવ્યા સિવાય પાછા ફરીશું નહિ. એમ કહીને લવણસાગરના તટ પર જઈને સઘળા વાનરો દર્ભ બીછાવીને બેસી ગયા. ॥ ૫॥

**જામવંત અંગદ દુખ દેખી । કહીં કથા ઉપદેસ બિસેષી ॥**
**તાત રામ કહુઁ નર જનિ માનહુ । નિર્ગુન બ્રહ્મ અજિત અજ જાનહુ ॥ ૬॥**

જામ્બવાને અંગદનું દુઃખ જોઈને વિશેષ ઉપદેશની કથાઓ કહી. [તેઓ બોલ્યા –] હે તાત! શ્રીરામજીને મનુષ્ય ન જાણો, તેમને નિર્ગુણ બ્રહ્મ, અજેય અને અજન્મા સમજો. ॥ ૬॥

**હમ સબ સેવક અતિ બડ઼ભાગી । સંતત સગુન બ્રહ્મ અનુરાગી ॥ ૭॥**

આપણે સૌ સેવકો અત્યન્ત મોટા ભાગ્યવાળા છીએ, જે નિરન્તર સગુણ બ્રહ્મ(શ્રીરામજી)માં પ્રીતિ રાખીએ છીએ. ॥ ૭॥

**દો૦ – નિજ ઇચ્છાઁ પ્રભુ અવતરઇ સુર મહિ ગો દ્વિજ લાગિ ।**
**સગુન ઉપાસક સંગ તહઁ રહહિં મોચ્છ સબ ત્યાગિ ॥ ૨૬॥**

દેવતા, પૃથ્વી, ગાય અને બ્રાહ્મણોના માટે પ્રભુ પોતાની ઇચ્છાથી [કોઈ કર્મબન્ધનથી નહિ] અવતાર લે છે. ત્યાં સગુણોપાસક [ભક્તજનો સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ અને સાયુજ્ય] સર્વ પ્રકારના મોક્ષોને ત્યાગીને તેમની સેવામાં સાથે રહે છે. ॥ ૨૬॥

**ચૌ૦ – એહિ બિધિ કથા કહહિં બહુ ભાઁતી । ગિરિ કંદરાઁ સુની સંપાતી ॥**
**બાહેર હોઈ દેખિ બહુ કીસા । મોહિ અહાર દીન્હ જગદીસા ॥ ૧॥**

આ પ્રમાણે જામ્બવાન અનેક પ્રકારની કથાઓ કહી રહ્યા છે. એમની વાતો પર્વતની ગુફામાં બેઠેલા સમ્પાતીએ સાંભળી. બહાર નીકળીને તેણે ઘણા જ વાનરો જોયા! [ત્યારે તે બોલ્યો –] જગદીશ્વરે મને ઘેર બેઠાં ઘણો જ આહાર મોકલી આપ્યો! ॥ ૧॥

**આજુ સબહિ કહઁ ભચ્છન કરઊઁ । દિન બહુ ચલે અહાર બિનુ મરઊઁ ॥**
**કબહુઁ ન મિલ ભરિ ઉદર અહારા । આજુ દીન્હ બિધિ એકહિં બારા ॥ ૨॥**

આજે આ બધાને ખાઈ જઈશ. ઘણા જ દિવસો વીતી ગયા, ભોજન વિના મરી રહ્યો હતો. પેટભરીને ભોજન ક્યારેય મળતું નથી. આજે વિધાતાએ એક સાથે ઘણું જ ભોજન આપી દીધું. ॥ ૨॥

**ડરપે ગીધ બચન સુનિ કાના । અબ ભા મરન સત્ય હમ જાના ॥**
**કપિ સબ ઉઠે ગીધ કહઁ દેખી । જામવંત મન સોચ બિસેષી ॥ ૩॥**

ગીધનાં વચનો કાનેથી સાંભળતાં જ સૌ ડરી ગયા કે હવે તો સાચેસાચ જ મરણ આવી ગયું, એ અમે જાણી લીધું. પછી તે ગીધ(સમ્પાતી)ને જોઈને સૌ વાનરો ઊઠીને ઊભા થયા. જામ્બવાનના મનમાં વિશેષ શોક થયો. ॥ ૩॥

કહ અંગદ બિચારિ મન માહીં । ધન્ય જટાયૂ સમ કોઉ નાહીં ॥
રામ કાજ કારન તનુ ત્યાગી । હરિ પુર ગયઉ પરમ બડ઼ભાગી ॥ ૪॥

અંગદે મનમાં વિચાર કરીને કહ્યું – અહા! જટાયુના સમાન ધન્ય કોઈ જ નથી. શ્રીરામજીના કાર્ય માટે શરીર છોડી તે પરમ ભાગ્યશાળી બનીને ભગવાનના પરમધામમાં ચાલ્યો ગયો. ॥ ૪॥

સુનિ ખગ હરષ સોક જુત બાની । આવા નિકટ કપિન્હ ભય માની ॥
તિન્હહિ અભય કરિ પૂછેસિ જાઈ । કથા સકલ તિન્હ તાહિ સુનાઈ ॥ ૫॥

હર્ષ અને શોકયુક્ત વાણી (સમાચાર) સાંભળીને તે પક્ષી (સમ્પાતી) વાનરોની પાસે આવ્યો. વાનરો ડરી ગયા. વાનરોને સમ્પાતીએ અભયદાન આપીને અને એમની પાસે જઈને જટાયુનું વૃત્તાન્ત પૂછ્યું, ત્યારે તેમણે સર્વે હકીકત તેને કહી સંભળાવી. ॥ ૫॥

સુનિ સંપાતિ બંધુ કૈ કરની । રઘુપતિ મહિમા બહુબિધિ બરની ॥ ૬॥

ભાઈ જટાયુની કરણી સાંભળીને સમ્પાતીએ અનેક પ્રકારે શ્રીરઘુનાથજીના મહિમાનું વર્ણન કર્યું. ॥ ૬॥

દો૦ – મોહિ લૈ જાહુ સિંધુતટ દેઉઁ તિલાંજલિ તાહિ ।
બચન સહાઇ કરબિ મૈં પૈહહુ ખોજહુ જાહિ ॥ ૨૭॥

[તેણે કહ્યું –] મને સમુદ્રના કિનારે લઈ ચાલો, હું જટાયુને તિલાંજલિ આપી દઉં. આ સેવાના બદલામાં હું તમારી વચનથી સહાય કરીશ. (અર્થાત્ સીતાજી ક્યાં છે તે બતાવી દઈશ) જેને તમે શોધી રહ્યા છો, તેને પામી જશો. ॥ ૨૭॥

ચૌ૦ – અનુજ ક્રિયા કરિ સાગર તીરા । કહિ નિજ કથા સુનહુ કપિ બીરા ॥
હમ દ્વૌ બંધુ પ્રથમ તરુનાઈ । ગગન ગએ રબિ નિકટ ઉડ઼ાઈ ॥ ૧॥

સમુદ્રના તીરે નાના-ભાઈ જટાયુની શ્રાદ્ધ આદિ ક્રિયા કરીને સમ્પાતી પોતાની કથા કહેવા લાગ્યો – હે વીર વાનરો! સાંભળો, અમે બન્ને ભાઈઓ ચઢતી યુવાનીમાં એકવાર આકાશમાં ઊડીને સૂર્યની પાસે ચાલ્યા ગયા. ॥ ૧॥

તેજ ન સહિ સક સો ફિરિ આવા । મૈં અભિમાની રબિ નિઅરાવા ॥
જરે પંખ અતિ તેજ અપારા । પરેઉઁ ભૂમિ કરિ ઘોર ચિકારા ॥ ૨॥

તે (જટાયુ) તેજ ન સહી શક્યો, આથી તે પાછો આવ્યો (પણ) હું અભિમાની હતો એટલા માટે સૂર્યની પાસે ચાલ્યો ગયો. અત્યંત અપાર તેજથી મારી પાંખો બળી ગઈ. હું ઘણી મોટેથી ચીસ પાડીને જમીન પર ઢળી પડ્યો. ॥ ૨॥

મુનિ એક નામ ચંદ્રમા ઓહી । લાગી દયા દેખિ કરિ મોહી ॥
બહુ પ્રકાર તેહિં ગ્યાન સુનાવા । દેહજનિત અભિમાન છડ઼ાવા ॥ ૩॥

देवसभामें भगवान् विष्णु

ત્યાં ચન્દ્રમા નામના એક મુનિ હતા. મને જોઈને તેમને બહુ જ દયા આવી. તેમણે અનેક પ્રકારે મને જ્ઞાન સંભળાવ્યું અને મારું દેહજનિત (દેહ સમ્બન્ધી) અભિમાન છોડાવી દીધું. ॥ ૩॥

ત્રેતાઁ બ્રહ્મ મનુજ તનુ ધરિહી । તાસુ નારિ નિસિચર પતિ હરિહી ॥
તાસુ ખોજ પઠઈહિ પ્રભુ દૂતા । તિન્હહિ મિલેં તૈં હોબ પુનીતા ॥ ૪॥

[તેમણે કહ્યું –] ત્રેતાયુગમાં સાક્ષાત્ પરબ્રહ્મ મનુષ્યશરીર ધારણ કરશે. તેમની સ્ત્રીને રાક્ષસોનો રાજા હરીને લઈ જશે. તેની શોધમાં પ્રભુ દૂતોને મોકલશે. તેમને મળવાથી તું પવિત્ર થઈ જઈશ. ॥ ૪॥

જમિહહિં પંખ કરસિ જનિ ચિંતા । તિન્હહિ દેખાઇ દેહેસુ તૈં સીતા ॥
મુનિ કઇ ગિરા સત્ય ભઈ આજૂ । સુનિ મમ બચન કરહુ પ્રભુ કાજૂ ॥ ૫॥

અને તારી પાંખો ફૂટી નીકળશે; ચિન્તા ન કર. તેમને તું સીતાજીને બતાવી દેજે. મુનિની તે વાણી આજે સત્ય થઈ. હવે મારાં વચન સાંભળીને તમે પ્રભુનું કાર્ય કરો. ॥ ૫॥

ગિરિ ત્રિકૂટ ઊપર બસ લંકા । તહઁ રહ રાવન સહજ અસંકા ॥
તહઁ અસોક ઉપબન જહઁ રહઈ । સીતા બૈઠિ સોચ રત અહઈ ॥ ૬॥

ત્રિકૂટ પર્વત પર લંકા વસેલી છે. ત્યાં સ્વભાવથી જ નીડર રાવણ રહે છે. ત્યાં અશોક નામનું ઉપવન છે, જ્યાં સીતાજી રહે છે. [આ સમયે પણ] તેઓ ઊંડા શોકમાં ગરકાવ બેઠાં છે. ॥ ૬॥

દો૦ – મૈં દેખઉઁ તુમ્હ નાહીં ગીધહિ દૃષ્ટિ અપાર ।
બૂઢ़ ભયઉઁ ન ત કરતેઉઁ કછુક સહાય તુમ્હાર ॥ ૨૮॥

હું તેમને જોઈ રહ્યો છું, તમે જોઈ શકતા નથી. કારણકે ગીધની દૃષ્ટિ અપાર હોય છે. (ઘણે જ દૂર સુધી જાય છે.) શું કરું? હું વૃદ્ધ થઈ ગયો, નહિ તો તમારી કંઈક તો સહાય અવશ્ય કરત. ॥ ૨૮॥

ચૌ૦ – જો નાઘઇ સત જોજન સાગર । કરઇ સો રામ કાજ મતિ આગર ॥
મોહિ બિલોકિ ધરહુ મન ધીરા । રામ કૃપાઁ કસ ભયઉ સરીરા ॥ ૧॥

જે સો યોજન (ચારસો કોસ) સમુદ્ર લાંઘી (છલાંગ મારીને કૂદી) શકશે અને બુદ્ધિનિધાન હશે તે જ શ્રીરામચન્દ્રજીનું કાર્ય કરી શકશે [નિરાશ થઈને ગભરાઓ નહિ]. મને જોઈને મનમાં ધીરજ ધરો. જુઓ, શ્રીરામજીની કૃપાથી (જોતજોતામાં) મારું શરીર કેવું થઈ ગયું! (પાંખો વિનાનું બેહાલ હતું, પાંખો આવવાથી સુન્દર થઈ ગયું)! ॥ ૧॥

પાપિઉ જા કર નામ સુમિરહીં । અતિ અપાર ભવસાગર તરહીં ॥
તાસુ દૂત તુમ્હ તજિ કદરાઈ । રામ હૃદયઁ ધરિ કરહુ ઉપાઈ ॥ ૨॥

પાપી પણ જેમનું નામ સ્મરણ કરીને અત્યંત અપાર ભવસાગરને તરી જાય છે, તમે તેમના દૂત છો એટલે કાયરતા છોડીને શ્રીરામજીને હૃદયમાં ધારણ કરીને ઉપાય કરો. ॥ ૨॥

અસ કહિ ગરુડ઼ ગીધ જબ ગયઊ। તિન્હ કેં મન અતિ બિસમય ભયઊ॥
નિજ નિજ બલ સબ કાહૂઁ ભાષા। પાર જાઇ કર સંસય રાખા॥ ૩॥

[કાકભુશુંડિજી કહે છે –] હે ગરુડજી! આ પ્રમાણે કહીને જ્યારે ગીધ ચાલ્યું ગયું, ત્યારે તે (વાનરો)ના મનમાં અત્યંત વિસ્મય થયું. સૌ કોઈએ પોતપોતાનું બળ કહ્યું. પરન્તુ સમુદ્રની પાર જવામાં સૌએ સન્દેહ પ્રગટ કર્યો. ॥ ૩॥

જરઠ ભયઉઁ અબ કહઇ રિછેસા। નહિં તન રહા પ્રથમ બલ લેસા॥
જબહિં ત્રિબિક્રમ ભએ ખરારી। તબ મૈં તરુન રહેઉઁ બલ ભારી॥ ૪॥

ઋક્ષરાજ જામ્બવાન કહેવા લાગ્યા – હું હવે ઘરડો થઈ ગયો. શરીરમાં પહેલાંના બળનો અંશમાત્ર નથી રહ્યો. જ્યારે ખરારિ (ખરના શત્રુ શ્રીરામ) વામન બન્યા હતા, ત્યારે હું યુવાન હતો અને મારામાં ભારે બળ હતું. ॥ ૪॥

દો૦ – બલિ બાઁધત પ્રભુ બાઢ઼ેઉ સો તનુ બરનિ ન જાઇ।
ઉભય ઘરી મહઁ દીન્હીં સાત પ્રદચ્છિન ધાઇ॥ ૨૯॥

બલિને બાંધતી વખતે પ્રભુ એટલા મોટા થયા કે તે શરીરનું વર્ણન થઈ શકતું નથી, પણ મેં બે જ ઘડીમાં દોડીને [તે શરીરની] સાત પ્રદક્ષિણાઓ કરી લીધી. ॥ ૨૯॥

ચૌ૦ – અંગદ કહઇ જાઉઁ મૈં પારા। જિયઁ સંસય કછુ ફિરતી બારા॥
જામવંત કહ તુમ્હ સબ લાયક। પઠઇઅ કિમિ સબહી કર નાયક॥ ૧॥

અંગદે કહ્યું – હું પાર તો ચાલ્યો જઈશ. પરન્તુ પરત થવાના સમય માટે હૃદયમાં કંઈક શંકા છે. જામ્બવાને કહ્યું – તમે સર્વ પ્રકારે યોગ્ય છો. પરન્તુ તમે સૌના નેતા છો, તમને કેમ મોકલી શકાય? ॥ ૧॥

કહઇ રીછપતિ સુનુ હનુમાના। કા ચુપ સાધિ રહેઉ બલવાના॥
પવન તનય બલ પવન સમાના। બુધિ બિબેક બિગ્યાન નિધાના॥ ૨॥

ઋક્ષરાજ જામ્બવાને શ્રીહનુમાનજીને કહ્યું – હે હનુમાન! હે બળવાન! સાંભળો, તમે આમ કેમ ચુપકીદી સાધી રાખી છે? તમે પવનના પુત્ર છો અને બળમાં પવનના સમાન છો. તમે બુદ્ધિ-વિવેક અને વિજ્ઞાનની ખાણ છો. ॥ ૨॥

કવન સો કાજ કઠિન જગ માહીં। જો નહિં હોઇ તાત તુમ્હ પાહીં॥
રામ કાજ લગિ તવ અવતારા। સુનતહિં ભયઉ પર્બતાકારા॥ ૩॥

જગતમાં કયું એવું કઠણ કામ છે જે હે તાત! તમારાથી ન થઈ શકે. શ્રીરામજીના કાર્ય માટે જ તો તમારો અવતાર થયો છે. આ સાંભળતાં જ હનુમાનજી પર્વતના આકારના (અત્યંત વિશાળકાય) થઈ ગયા. ॥ ૩॥

**કનક બરન તન તેજ બિરાજા। માનહુઁ અપર ગિરિન્હ કર રાજા॥**
**સિંહનાદ કરિ બારહિં બારા। લીલહિં નાઘઉઁ જલનિધિ ખારા॥૪॥**

તેમનો સોના-જેવો રંગ છે, શરીર પર તેજ સુશોભિત છે, જાણે કે બીજો પર્વતોનો રાજા સુમેરુ હોય. હનુમાનજીએ વારંવાર સિંહનાદ કરીને કહ્યું – હું આ ખારા સમુદ્રને ખેલમાં જ લાઁઘી શકું છું. ॥૪॥

**સહિત સહાય રાવનહિ મારી। આનઉઁ ઇહાઁ ત્રિકૂટ ઉપારી॥**
**જામવંત મૈં પૂઁછઉઁ તોહી। ઉચિત સિખાવનુ દીજહુ મોહી॥૫॥**

અને સહાયકોસહિત રાવણને મારીને ત્રિકૂટ પર્વતને ઉખાડીને અહીં લાવી શકું છું. હે જામ્બવાન! હું તમને પૂછું છું, તમે મને ઉચિત શિખામણ આપો[કિ મારે શું કરવું જોઈએ]. ॥૫॥

**એતના કરહુ તાત તુમ્હ જાઈ। સીતહિ દેખિ કહહુ સુધિ આઈ॥**
**તબ નિજ ભુજ બલ રાજિવનૈના। કૌતુક લાગિ સંગ કપિ સેના॥૬॥**

[જામ્બવાને કહ્યું –] હે તાત! તમે જઈને એટલું જ કરો કે સીતાજીને જોઈને પાછા આવો અને તેમના ખબર કહી દો. પછી કમળનયન શ્રીરામજી પોતાના બાહુબળથી [જ રાક્ષસોનો સંહાર કરીને સીતાજીને લઈ આવશે] કેવળ રમત માટે જ તેઓ વાનરોની સેના સાથે લેશે. ॥૬॥

**છં૦ – કપિ સેન સંગ સઁઘારિ નિસિચર રામુ સીતહિ આનિહૈં।**
**ત્રૈલોક પાવન સુજસુ સુર મુનિ નારદાદિ બખાનિહૈં॥**
**જો સુનત ગાવત કહત સમુઝત પરમ પદ નર પાવઈ।**
**રઘુબીર પદ પાથોજ મધુકર દાસ તુલસી ગાવઈ॥**

વાનરોની સેના સાથે લઈને રાક્ષસોનો સંહાર કરીને શ્રીરામજી સીતાજીને લઈ આવશે. ત્યારે દેવતા અને નારદાદિ મુનિ ભગવાનના ત્રણે લોકોને પવિત્ર કરનાર સુન્દર યશનાં વખાણ કરશે, જેના શ્રવણ, ગાન, કથન (કથા) અને સમજવાથી મનુષ્ય પરમપદ પામે છે અને જેને શ્રીરઘુવીરનાં ચરણકમળનો મધુકર (ભ્રમર) તુલસીદાસ ગાય છે. ॥૭॥

**દો૦ – ભવ ભેષજ રઘુનાથ જસુ સુનહિં જે નર અરુ નારિ।**
**તિન્હ કર સકલ મનોરથ સિદ્ધ કરહિં ત્રિસિરારિ॥૩૦ (ક)॥**

શ્રીરઘુવીરનો યશ ભવરૂપી રોગની અચૂક દવા છે. જે પુરુષ અને સ્ત્રી આને સાંભળશે, ત્રિશિરાના શત્રુ શ્રીરામજી તેમના સર્વે મનોરથો સિદ્ધ કરશે. ॥૩૦ (ક)॥

સો૦ – નીલોત્પલ તન સ્યામ કામ કોટિ સોભા અધિક ।
સુનિઅ તાસુ ગુન ગ્રામ જાસુ નામ અઘ ખગ બધિક ॥ ૩૦ (ખ) ॥

જેમનું નીલકમળના સમાન શ્યામ શરીર છે, જેમની શોભા કરોડો કામદેવોથી પણ અધિક છે અને જેમનું નામ પાપરૂપી પક્ષીઓને મારવા માટે બધિક (શિકારી) સમાન છે, તે શ્રીરામના ગુણોના સમૂહ(લીલા)ને અવશ્ય સાંભળવા જોઈએ. ॥ ૩૦ (ખ)॥

## માસપારાયણ, ત્રેવીસમો વિશ્રામ

ઇતિ શ્રીમદ્‌રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને ચતુર્થઃ સોપાનઃ સમાપ્તઃ ।

કળિયુગનાં સમસ્ત પાપોનો નાશ કરનાર શ્રીરામચરિતમાનસનો આ ચોથો સોપાન સમાપ્ત થયો

(કિષ્કિન્ધાકાંડ સમાપ્ત)

શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ

## પંચમ સોપાન

## સુંદરકાંડ

### શ્લોક

શાન્તં શાશ્વતમપ્રમેયમનઘં નિર્વાણશાન્તિપ્રદં
બ્રહ્માશમ્ભુફણીન્દ્રસેવ્યમનિશં વેદાન્તવેદ્યં વિભુમ્ ।
રામાખ્યં જગદીશ્વરં સુરગુરું માયામનુષ્યં હરિં
વન્દેઽહં કરુણાકરં રઘુવરં ભૂપાલચૂડામણિમ્ ॥ ૧॥

શાંત, સનાતન, અપ્રમેય (પ્રમાણોથી પર), નિષ્પાપ, મોક્ષરૂપ પરમ શાન્તિ આપનારા, બ્રહ્મા, શંભુ અને શેષજી દ્વારા નિરંતર સેવિત, વેદાન્ત દ્વારા જાણવાયોગ્ય, સર્વવ્યાપક, દેવોમાં સૌથી મોટા, માયાથી મનુષ્યરૂપે દેખાનારા, સમસ્ત પાપોને હરનારા, કરુણાની ખાણ, રઘુકુળમાં શ્રેષ્ઠ તથા રાજાઓના શિરોમણિ, રામ કહેવડાવનારા જગદીશ્વરની હું વંદના કરું છું. ॥૧॥

નાન્યા સ્પૃહા રઘુપતે હૃદયેઽસ્મદીયે
સત્યં વદામિ ચ ભવાનખિલાન્તરાત્મા ।
ભક્તિં પ્રયચ્છ રઘુપુઙ્ગવ નિર્ભરાં મે
કામાદિદોષરહિતં કુરુ માનસં ચ ॥ ૨॥

હે રઘુનાથજી! હું સત્ય કહું છું અને વળી, આપ સર્વેના અંતરાત્મા જ છો (સઘળું જાણો જ છો) કે મારા હૃદયમાં બીજી કોઈ ઇચ્છા નથી. હે રઘુકુળશ્રેષ્ઠ! મને આપની નિર્ભરા (ભરપૂર) ભક્તિ આપો અને મારા મનને કામ આદિ દોષોથી રહિત કરો. ॥ ૨॥

અતુલિતબલધામં હેમશૈલાભદેહં
દનુજવનકૃશાનું જ્ઞાનિનામગ્રગણ્યમ્ ।
સકલગુણનિધાનં વાનરાણામધીશં
રઘુપતિપ્રિયભક્તં વાતજાતં નમામિ ॥ ૩॥

અતુલ બળના ધામ, સોનાના પર્વત (મેરુ) સમાન કાંતિયુક્ત શરીરવાળા, દૈત્યરૂપી વન[નો ધ્વંસ કરવા]ને માટે અગ્નિરૂપ, જ્ઞાનીઓમાં અગ્રગણ્ય, સમસ્ત ગુણોના નિધાન, વાનરોના સ્વામી, શ્રીરઘુનાથજીના પ્રિય ભક્ત પવનપુત્ર શ્રીહનુમાનજીને હું પ્રણામ કરું છું. ॥ ૩॥

**ચૌ૦ – જામવંત કે બચન સુહાએ । સુનિ હનુમંત હૃદય અતિ ભાએ ॥**
**તબ લગિ મોહિ પરિખેહુ તુમ્હ ભાઈ । સહિ દુખ કંદ મૂલ ફલ ખાઈ ॥ ૧॥**

જામ્બવાનનાં સુંદર વચનો સાંભળીને હનુમાનજીના હૃદયને તે ઘણાં જ ગમ્યાં. [તે બોલ્યા –] હે ભાઈ! તમે લોકો દુઃખ વેઠીને, કંદ-મૂળ- ફળ ખાઈને ત્યાં સુધી મારી વાટ જોજો કે - ॥ ૧॥

**જબ લગિ આવૌં સીતહિ દેખી । હોઇહિ કાજુ મોહિ હરષ બિસેષી ॥**
**યહ કહિ નાઇ સબન્હિ કહુઁ માથા । ચલેઉ હરષિ હિયઁ ધરિ રઘુનાથા ॥ ૨॥**

જ્યાં સુધી હું સીતાજીને જોઈને [પાછો] ન આવું, કાર્ય અવશ્ય થશે, કારણ કે મને ઘણો જ હર્ષ થઈ રહ્યો છે. આમ કહીને અને સર્વેને શીશ નમાવીને તથા હૃદયમાં શ્રીરઘુનાથજીને ધારણ કરીને હનુમાનજી હરખાઈને ચાલ્યા. ॥ ૨॥

**સિંધુ તીર એક ભૂધર સુંદર । કૌતુક કૂદિ ચઢ઼ેઉ તા ઊપર ॥**
**બાર બાર રઘુબીર સઁભારી । તરકેઉ પવનતનય બલ ભારી ॥ ૩॥**

સમુદ્ર તટે એક સુંદર પર્વત હતો. હનુમાનજી રમતમાં જ (અનાયાસે જ) કૂદીને તેની ઉપર જઈ ચઢ્યા અને વારંવાર શ્રીરઘુવીરનું સ્મરણ કરીને અત્યંત બળવાન હનુમાનજી તેના પરથી મોટા વેગથી કૂદ્યા (ઉછળ્યા) ॥ ૩॥

**જેહિં ગિરિ ચરન દેઇ હનુમંતા । ચલેઉ સો ગા પાતાલ તુરંતા ॥**
**જિમિ અમોઘ રઘુપતિ કર બાના । એહી ભાઁતિ ચલેઉ હનુમાના ॥ ૪॥**

જે પર્વત પરથી હનુમાનજી પગ મૂકીને ચાલ્યા (જેના પરથી તેમણે છલાંગ લગાવી), તે તરત જ પાતાળમાં ધસી પડ્યો. જેમ શ્રીરઘુનાથજીનું અમોઘ બાણ ચાલે છે, તેવી જ રીતે હનુમાનજી ચાલ્યા. ॥ ૪॥

**જલનિધિ રઘુપતિ દૂત બિચારી । તૈં મૈનાક હોહિ શ્રમહારી ॥ ૫॥**

સમુદ્રએ તેમને શ્રીરઘુનાથજીના દૂત સમજીને મૈનાક પર્વતને કહ્યું કે હે મૈનાક! તું એમનો થાક ઉતારનાર બન (અર્થાત્ પોતાના ઉપર એમને વિશ્રામ આપ). ॥ ૫॥

**દો૦ – હનૂમાન તેહિ પરસા કર પુનિ કીન્હ પ્રનામ ।**
**રામ કાજુ કીન્હેં બિનુ મોહિ કહાઁ બિશ્રામ ॥ ૧॥**

હનુમાનજીએ તેને હાથથી સ્પર્શ કર્યો, પછી પ્રણામ કરીને કહ્યું - ભાઈ! શ્રીરામચન્દ્રજીનું કાર્ય કર્યા વિના મને વિશ્રામ ક્યાં? ॥ ૧॥

**ચૌ૦ – જાત પવનસુત દેવન્હ દેખા । જાનૈં કહુઁ બલ બુદ્ધિ બિસેષા ॥**
**સુરસા નામ અહિન્હ કૈ માતા । પઠઇન્હિ આઇ કહી તેહિં બાતા ॥ ૧॥**

દેવોએ પવનપુત્ર હનુમાનજીને જતાં જોયા. તેમનાં વિશિષ્ટ બળ-બુદ્ધિની પરીક્ષા માટે તેમણે સુરસા નામે સર્પોની માતાને મોકલી, તેણીએ આવીને હનુમાજીને કહ્યું – ॥ ૧॥

**આજુ સુરન્હ મોહિ દીન્હ અહારા । સુનત બચન કહ પવનકુમારા ॥**
**રામ કાજુ કરિ ફિરિ મૈં આવૌં । સીતા કઇ સુધિ પ્રભુહિ સુનાવૌં ॥ ૨॥**

આજે દેવોએ મને ભોજન આપ્યું છે. આ વચન સાંભળીને પવનકુમાર હનુમાનજીએ કહ્યું - શ્રીરામજીનું કાર્ય કરીને હું પાછો વળું અને સીતાજીના ખબર પ્રભુને સંભળાવી દઉં, ॥ ૨॥

**તબ તવ બદન પૈઠિહઉઁ આઈ । સત્ય કહઉઁ મોહિ જાન દે માઈ ॥**
**કવનેહુઁ જતન દેઇ નહિં જાના । ગ્રસસિ ન મોહિ કહેઉ હનુમાના ॥ ૩॥**

પછી હું આવીને તમારા મુખમાં પેસી જઈશ [તમે મને ખાઈ જજે]. હે માતા! હું સત્ય કહું છું, અત્યારે મને જવા દે. જ્યારે કોઈ પણ ઉપાયે તેણે જવા ન દીધા, ત્યારે હનુમાનજીએ કહ્યું - તો પછી મને ખાઈ જ લે ને! ॥ ૩॥

**જોજન ભરિ તેહિં બદનુ પસારા । કપિ તનુ કીન્હ દુગુન બિસ્તારા ॥**
**સોરહ જોજન મુખ તેહિં ઠયઊ । તુરત પવનસુત બત્તિસ ભયઊ ॥ ૪॥**

તેણીએ યોજન જેટલું (ચાર ગાઉ) મુખ ફેલાવ્યું; ત્યારે હનુમાનજીએ પોતાના શરીરને તેનાથી બમણું વધારી દીધું. તેણીએ સોળ યોજનનું મુખ કર્યું. હનુમાનજી તરત જ બત્રીસ યોજનના થઈ ગયા. ॥ ૪॥

**જસ જસ સુરસા બદનુ બઢ઼ાવા । તાસુ દૂન કપિ રૂપ દેખાવા ॥**
**સત જોજન તેહિં આનન કીંન્હા । અતિ લઘુ રૂપ પવનસુત લીન્હા ॥ ૫॥**

જેમ જેમ સુરસા મુખનો વિસ્તાર વધારતી હતી, હનુમાનજી તેનાથી બમણું રૂપ બતાવતા હતા. તેણીએ સો યોજન(ચારસો ગાઉ)નું મુખ કર્યું, ત્યારે હનુમાનજીએ ઘણું જ નાનું રૂપ ધારણ કરી લીધું; ॥ ૫॥

**બદન પઇઠિ પુનિ બાહેર આવા । માગા બિદા તાહિ સિરુ નાવા ॥**
**મોહિ સુરન્હ જેહિ લાગિ પઠાવા । બુધિ બલ મરમુ તોર મૈં પાવા ॥ ૬॥**

અને તેઓ તેના મુખમાં પેસીને [તરત જ] પાછા બહાર નીકળી આવ્યા અને તેને શીશ નમાવીને વિદાય માગવા લાગ્યા. [તેણીએ કહ્યું -] મેં તમારાં બુદ્ધિ - બળનો ભેદ પામી લીધો; જેના માટે દેવોએ મને મોકલી હતી; ॥ ૬॥

**દો૦ – રામ કાજુ સબુ કરિહહુ તુમ્હ બલ બુદ્ધિ નિધાન ।**
**આસિષ દેઇ ગઈ સો હરષિ ચલેઉ હનુમાન ॥ ૨॥**

તમે શ્રીરામચન્દ્રજીનાં સર્વે કાર્ય કરશો, કેમકે તમે બળ-બુદ્ધિના ભંડાર છો. આ આશીર્વાદ આપીને તે ચાલી ગઈ; પછી હનુમાનજી હર્ષિત થઈને ચાલ્યા. ॥ ૨॥

ચૌ૦ – નિસિચરિ એક સિંધુ મહુઁ રહઈ । કરિ માયા નભુ કે ખગ ગહઈ ॥
જીવ જંતુ જે ગગન ઉડ઼ાહીં । જલ બિલોકિ તિન્હ કૈ પરિછાહીં ॥ ૧॥
ગહઈ છાહઁ સક સો ન ઉડ઼ાઈ । એહિ બિધિ સદા ગગનચર ખાઈ ॥
સોઇ છલ હનૂમાન કહઁ કીન્હા । તાસુ કપટુ કપિ તુરતહિં ચીન્હા ॥ ૨॥

સમુદ્રમાં એક રાક્ષસી રહેતી હતી. તે માયા કરીને આકાશમાંથી ઊડતાં પંખીઓને પકડી લેતી હતી. આકાશમાં જે જીવ-જંતુ ઊડ્યા કરતાં હતાં, તેમનો પડછાયો જોઈને તે એ પડછાયાને પકડી લેતી હતી; તેથી તે ઊડી શકતાં ન હતાં [અને જળમાં પડી જતાં હતાં]. આ પ્રમાણે તે કાયમ આકાશમાં ઊડનારા જીવોને ખાધે રાખતી હતી. તેણીએ એ જ છળ હનુમાનજી સાથે પણ કર્યું. હનુમાનજીએ તરત જ તેનું કપટ ઓળખી લીધું. ॥ ૧-૨॥

તાહિ મારિ મારુતસુત બીરા । બારિધિ પાર ગયઉ મતિધીરા ॥
તહાઁ જાઇ દેખી બન સોભા । ગુંજત ચંચરીક મધુ લોભા ॥ ૩॥

પવનપુત્ર ધીરબુદ્ધિ વીર હનુમાનજી તેને મારીને સમુદ્રની પાર ગયા. ત્યાં જઈને તેમણે વનની શોભા જોઈ. મધુ(પુષ્પરસ)ના લોભે ભમરા ગુંજન કરી રહ્યા હતા. ॥ ૩॥

નાના તરુ ફલ ફૂલ સુહાએ । ખગ મૃગ બૃંદ દેખિ મન ભાએ ॥
સૈલ બિસાલ દેખિ એક આગેં । તા પર ધાઈ ચઢ઼ેઉ ભય ત્યાગેં ॥ ૪॥

અનેક પ્રકારનાં વૃક્ષ ફળ-ફૂલથી શોભિત છે. પક્ષી અને પશુઓના સમૂહને જોઈને તો તેઓ મનમાં ઘણા જ પ્રસન્ન થયા. સામે એક વિશાળ પર્વતને જોઈને હનુમાનજી ભય ત્યાગીને તેના પર દોડીને જઈ ચઢ્યા. ॥ ૪॥

ઉમા ન કછુ કપિ કૈ અધિકાઈ । પ્રભુ પ્રતાપ જો કાલહિ ખાઈ ॥
ગિરિ પર ચઢ઼િ લંકા તેહિં દેખી । કહિ ન જાઇ અતિ દુર્ગ બિસેષી ॥ ૫॥
અતિ ઉતંગ જલનિધિ ચહુઁ પાસા । કનક કોટ કર પરમ પ્રકાસા ॥ ૬॥

[શિવજી કહે છે -] હે ઉમા! આમાં વાનર હનુમાનની કંઈ મોટાઈ નથી. આ તો પ્રભુનો પ્રતાપ છે, જે કાળને પણ ખાઈ જાય છે. પર્વત પર ચઢીને તેમણે લંકા જોઈ. ઘણો જ મોટો કિલ્લો છે, કંઈ કહી નથી શકાતો. તે અત્યંત ઊંચો છે, તેની ચારેય કોર સમુદ્ર છે. સોનાના કોટ(વંડા)નો પરમ પ્રકાશ થઈ રહ્યો છે. ॥ ૫-૬॥

છં૦ – કનક કોટ બિચિત્ર મનિ કૃત સુંદરાયતના ઘના ।
ચઉહટ્ટ હટ્ટ સુબટ્ટ બીથીં ચારુ પુર બહુ બિધિ બના ॥
ગજ બાજિ ખચ્ચર નિકર પદચર રથ બરૂથન્હિ કો ગનૈ ।
બહુરૂપ નિસિચર જૂથ અતિબલ સેન બરનત નહિં બનૈ ॥ ૧॥

વિચિત્ર મણિઓથી જડેલો સોનાનો કોટ છે, તેની અંદર ઘણાં જ સુંદર-સુંદર ઘર છે. ચાર રસ્તાઓ, બજાર, સુંદર માર્ગો અને શેરીઓ છે; સુંદર નગર અનેક પ્રકારે શણગારેલું છે. હાથી, ઘોડા, ખચ્ચરોના

સમૂહ તથા પગપાળા (પાયદળ) અને રથોના સમૂહોને કોણ ગણી શકે છે! અનેક પ્રકારનાં રાક્ષસોનાં દળો છે, તેમની અત્યંત બળશાળી સેના વર્ણવી જ શકાતી નથી. ॥ ૧॥

બન બાગ ઉપબન બાટિકા સર કૂપ બાપીં સોહહીં।
નર નાગ સુર ગંધર્બ કન્યા રૂપ મુનિ મન મોહહીં॥
કહુઁ માલ દેહ બિસાલ સૈલ સમાન અતિબલ ગર્જહીં।
નાના અખારેન્હ ભિરહિં બહુબિધિ એક એકન્હ તર્જહીં॥ ૨॥

વન, બાગ, ઉપવન, ફૂલવાડી, તળાવ, કૂવા અને વાવડીઓ સુશોભિત છે. મનુષ્ય, નાગ, દેવો અને ગંધર્વોની કન્યાઓ પોતાના સૌન્દર્યથી મુનિઓનાંય મનોને મોહી લે છે. ક્યાંક પર્વત સમાન વિશાળ શરીરવાળા ઘણા જ બળવાન મલ્લ (પહેલવાન) ગરજી રહ્યા છે. તેઓ અનેક અખાડાઓમાં અનેક પ્રકારે ભીડાય છે અને એકબીજાને લલકારે છે. ॥ ૨॥

કરિ જતન ભટ કોટિન્હ બિકટ તન નગર ચહુઁ દિસિ રચ્છહીં।
કહુઁ મહિષ માનુષ ધેનુ ખર અજ ખલ નિસાચર ભચ્છહીં॥
એહિ લાગિ તુલસીદાસ ઈન્હ કી કથા કછુ એક હૈ કહી।
રઘુબીર સર તીરથ સરીરન્હિ ત્યાગિ ગતિ પૈહહિં સહી॥ ૩॥

ભયંકર શરીરવાળા કરોડો યોદ્ધા યત્ન કરીને (ઘણી ચોકસાઈથી) નગરની ચારેય દિશાઓમાં (સર્વે બાજુથી) રખેવાળી કરે છે. ક્યાંક દુષ્ટ રાક્ષસ ભેંસો, મનુષ્યો, ગાયો, ગધેડાં અને બકરાઓને ખાઈ રહ્યા છે. તુલસીદાસે આની કથા એટલા માટે કંઈક ટૂંકમાં જ કહી છે કે તે (રાક્ષસો) ચોક્કસ શ્રીરામચન્દ્રજીના બાણરૂપી તીર્થમાં શરીરોને ત્યાગીને પરમગતિને પામશે. ॥ ૩॥

દો૦ – પુર રખવારે દેખિ બહુ કપિ મન કીન્હ બિચાર।
અતિ લઘુ રૂપ ધરૌં નિસિ નગર કરૌં પઈસાર॥ ૩॥

નગરના બહુસંખ્યક રખેવાળોને જોઈને હનુમાનજીએ મનમાં વિચાર કર્યો કે અત્યંત નાનું રૂપ ધરું અને રાત્રિના સમયે નગરમાં પ્રવેશ કરું. ॥ ૩॥

ચૌ૦ – મસક સમાન રૂપ કપિ ધરી। લંકહિ ચલેઉ સુમિરિ નરહરી॥
નામ લંકિની એક નિસિચરી। સો કહ ચલેસિ મોહિ નિંદરી॥ ૧॥

હનુમાનજી મચ્છર સમાન (નાનકડું) રૂપ ધારણ કરીને નરસિંહરૂપે લીલા કરનારા પુરુષસિંહ રામ અને લક્ષ્મણનું સ્મરણ કરીને લંકાએ ચાલ્યા. [લંકાના દ્વાર ઉપર] લંકિની નામની એક રાક્ષસી રહેતી હતી. તે બોલી - મારો અનાદર કરીને (મને પૂછ્યા વિના) ક્યાં ચાલ્યો જઈ રહ્યો છે? ॥ ૧॥

જાનેહિ નહીં મરમુ સઠ મોરા। મોર અહાર જહાઁ લગિ ચોરા॥
મુઠિકા એક મહા કપિ હની। રુધિર બમત ધરનીં ઢનમની॥ ૨॥

હે મૂર્ખ! તેં મારો ભેદ નથી જાણ્યો? જ્યાં સુધી (જેટલા) ચોર છે, તે સર્વે મારા આહાર છે. મહાકપિ હનુમાનજીએ તેને એક ઠૂંસો માર્યો, જેનાથી તે લોહીની ઊલટી કરતાં પૃથ્વી પર ઢળી પડી. ॥ ૨॥

પુનિ સંભારિ ઉઠી સો લંકા। જોરિ પાનિ કર બિનય સસંકા॥
જબ રાવનહિ બ્રહ્મ બર દીન્હા। ચલત બિરંચિ કહા મોહિ ચીન્હા॥૩॥

તે લંકિની પછી સંભાળીને ઊઠી અને ભયને લીધે હાથ જોડીને વિનંતી કરવા લાગી. [તે બોલી] રાવણને જ્યારે બ્રહ્માજીએ વર આપ્યો હતો, ત્યારે જતી વખતે તેમણે મને રાક્ષસોના વિનાશની આ ઓળખાણ આપી દીધી હતી કે - ॥૩॥

બિકલ હોસિ તૈં કપિ કે મારે। તબ જાનેસુ નિસિચર સંઘારે॥
તાત મોર અતિ પુન્ય બહૂતા। દેખેઉઁ નયન રામ કર દૂતા॥૪॥

જ્યારે તું વાનરના મારવાથી વ્યાકુળ થઈ જાય, ત્યારે તું રાક્ષસોનો સંહાર થયો જાણી લેજે. હે તાત! મારાં અત્યંત મોટાં પુણ્ય છે. કે હું શ્રીરામચન્દ્રજીના દૂત(આપ)ને નેત્રોથી જોવા પામી. ॥૪॥

દો૦ – તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ॥
તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ॥૪॥

હે તાત! સ્વર્ગ અને મોક્ષનાં સર્વે સુખોને ત્રાજવાના એક પલ્લામાં મૂકવામાં આવે, તો પણ તે સર્વે મળીને [બીજા પલ્લામાં રાખેલા] તે સુખોની બરાબર નથી થઈ શકતાં, જે લવમાત્રના (ક્ષણમાત્ર)ના સત્સંગથી થાય છે. ॥૪॥

ચૌ૦ – પ્રબિસિ નગર કીજે સબ કાજા। હૃદયઁ રાખિ કોસલપુર રાજા॥
ગરલ સુધા રિપુ કરહિં મિતાઈ। ગોપદ સિંધુ અનલ સિતલાઈ॥૧॥
ગરુડ઼ સુમેરુ રેનુ સમ તાહી। રામ કૃપા કરિ ચિતવા જાહી॥
અતિ લઘુ રૂપ ધરેઉ હનુમાના। પૈઠા નગર સુમિરિ ભગવાના॥૨॥

અયોધ્યાપુરીના રાજા શ્રીરઘુનાથજીને હૃદયમાં રાખીને નગરમાં પ્રવેશીને સર્વે કાર્ય કરો. જેને શ્રીરામચન્દ્રજીએ એક વાર કૃપા કરીને જોઈ લીધો. તેની સાથે શત્રુ પણ મિત્રતા કરવા માંડે છે, એને માટે વિષ અમૃત થઈ જાય છે, સમુદ્ર ગાયની ખરી જેટલો થઈ જાય છે, અગ્નિમાં શીતળતા આવી જાય છે. અને હે ગરુડજી! સુમેરુ પર્વત એને માટે રજ સમાન થઈ જાય છે, પછી હનુમાનજીએ ઘણું જ નાનું રૂપ ધારણ કર્યું અને ભગવાનનું સ્મરણ કરીને નગરમાં પ્રવેશ કર્યો. ॥૧-૨॥

મંદિર મંદિર પ્રતિ કરિ સોધા। દેખે જહઁ તહઁ અગનિત જોધા॥
ગયઉ દસાનન મંદિર માહીં। અતિ બિચિત્ર કહિ જાત સો નાહીં॥૩॥

તેમણે એકેએક (પ્રત્યેક) મહેલમાં તપાસ કરી. જ્યાં - ત્યાં અસંખ્ય યોદ્ધા જોયા. પછી તે રાવણના મહેલમાં ગયા. તે અત્યંત વિચિત્ર હતો, જેનું વર્ણન નથી થઈ શકતું. ॥૩॥

સયન કિએँ દેખા કપિ તેહી। મંદિર મહુઁ ન દીખિ બૈદેહી॥
ભવન એક પુનિ દીખ સુહાવા। હરિ મંદિર તહઁ ભિન્ન બનાવા॥૪॥

હનુમાનજીએ તેને (રાવણને) શયન કરતાં જોયો; પરંતુ મહેલમાં જાનકીજી જોવામાં ન આવ્યાં. પછી એક સુંદર મહેલ દેખાયો; જ્યાં ભગવાનનું એક જુદું મંદિર પણ બનેલું હતું. ॥૪॥

દો○ – રામાયુધ અંકિત ગૃહ સોભા બરનિ ન જાઈ ।
નવ તુલસિકા બૃંદ તહઁ દેખિ હરષ કપિરાઈ ॥ ૫॥

તે મહેલ શ્રીરામજીના આયુધ(ધનુષ-બાણ)ના ચિહ્નોથી અંકિત હતો, તેની શોભા વર્ણવી શકાતી નથી. ત્યાં નવીન-નવીન (તાજાં તાજાં) તુલસીના વૃક્ષસમૂહોને જોઈને કપિરાજ શ્રીહનુમાનજી હરખાયા. ॥ ૫॥

ચૌ○ – લંકા નિસિચર નિકર નિવાસા । ઈહાઁ કહાઁ સજ્જન કર બાસા ॥
મન મહુઁ તરક કરૈં કપિ લાગા । તેહીં સમય બિભીષનુ જાગા ॥ ૧॥

લંકા તો રાક્ષસોના સમૂહનું નિવાસસ્થાન છે. અહીં સજ્જન(સાધુ પુરુષ)નો નિવાસ ક્યાંથી? હનુમાનજી મનમાં આ પ્રકારનો તર્ક કરવા લાગ્યા. તે જ સમયે વિભીષણજી જાગ્યા. ॥ ૧॥

રામ રામ તેહિં સુમિરન કીન્હા । હૃદયઁ હરષ કપિ સજ્જન ચીન્હા ॥
એહિ સન હઠિ કરિહઉઁ પહિચાની । સાધુ તે હોઈ ન કારજ હાની ॥ ૨॥

તેમણે (વિભીષણે) રામનામનું સ્મરણ કર્યું. હનુમાનજીએ તેમને સજ્જન જાણ્યા અને હૃદયમાં હર્ષિત થયા. [હનુમાનજીએ વિચાર કર્યો કે] આમનો પોતાની તરફથી જ હું પરિચય કરીશ. કેમકે સાધુથી કાર્યની હાનિ થતી નથી [પ્રત્યુત લાભ જ થાય છે] ॥ ૨॥

બિપ્ર રૂપ ધરિ બચન સુનાએ । સુનત બિભીષન ઉઠિ તહઁ આએ ॥
કરિ પ્રનામ પૂઁછી કુસલાઈ । બિપ્ર કહહુ નિજ કથા બુઝાઈ ॥ ૩॥

બ્રાહ્મણનું રૂપ ધરીને હનુમાનજીએ તેમને વચન સંભળાવ્યાં. સાંભળતાં જ વિભીષણજી ઊઠીને ત્યાં આવ્યા. પ્રણામ કરીને કુશળ પૂછ્યા [અને કહ્યું કે] હે બ્રાહ્મણ દેવ! આપની કથા સમજાવીને કહો. ॥ ૩॥

કી તુમ્હ હરિ દાસન્હ મહઁ કોઈ । મોરેં હૃદય પ્રીતિ અતિ હોઈ ॥
કી તુમ્હ રામુ દીન અનુરાગી । આયહુ મોહિ કરન બડ઼ભાગી ॥ ૪॥

શું આપ હરિભક્તોમાંથી કોઈ છો? કેમકે આપને જોઈને મારા હૃદયમાં અત્યંત પ્રેમ ઊભરાઈ રહ્યો છે. અથવા શું આપ દીનોને પ્રેમ કરનારા સ્વયં શ્રીરામજી જ છો, જે મને ધનભાગી બનાવવા (ઘેરબેઠાં દર્શન દઈને કૃતાર્થ કરવા) આવ્યા છો? ॥ ૪॥

દો○ – તબ હનુમંત કહી સબ રામ કથા નિજ નામ ।
સુનત જુગલ તન પુલક મન મગન સુમિરિ ગુન ગ્રામ ॥ ૬॥

પછી હનુમાનજીએ શ્રીરામચન્દ્રજીની સમસ્ત કથા કહીને પોતાનું નામ જણાવ્યું. સાંભળતાં જ બંનેનાં શરીર પુલિકત થઈ ગયાં અને શ્રીરામજીના ગુણસમૂહોનું સ્મરણ કરીને બંનેનાં મન [પ્રેમ અને આનંદમાં] મગ્ન થઈ ગયાં. ॥ ૬॥

ચૌ○ – સુનહુ પવનસુત રહનિ હમારી । જિમિ દસનન્હિ મહુઁ જીભ બિચારી ॥
તાત કબહુઁ મોહિ જાનિ અનાથા । કરિહહિં કૃપા ભાનુકુલ નાથા ॥ ૧॥

[વિભીષણજીએ કહ્યું -] હે પવનપુત્ર! મારી રહેણી સાંભળો. હું અહીં એમ રહું છું, જેમ દાંતોની વચ્ચે બિચારી જીભ! હે તાત! મને અનાથ જાણીને સૂર્યકુળના નાથ શ્રીરામચન્દ્રજી શું મારા ઉપર ક્યારેક કૃપા કરશે? ॥ ૧॥

**તામસ તનુ કછુ સાધન નાહીં। પ્રીતિ ન પદ સરોજ મન માહીં॥**
**અબ મોહિ ભા ભરોસ હનુમંતા। બિનુ હરિકૃપા મિલહિં નહિં સંતા॥ ૨॥**

મારું તામસી (રાક્ષસ) શરીર હોવાથી સાધન તો કંઈ થતું નથી અને મનમાંય શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળોમાં પ્રેમેય નથી. પરંતુ હે હનુમાન! હવે મને વિશ્વાસ થઈ ગયો કે શ્રીરામજીની મારા પર કૃપા છે; કારણ કે હરિની કૃપા વિના સંત મળતા નથી. ॥ ૨॥

**જૌં રઘુબીર અનુગ્રહ કીન્હા। તૌ તુમ્હ મોહિ દરસુ હઠિ દીન્હા॥**
**સુનહુ બિભીષન પ્રભુ કૈ રીતી। કરહિં સદા સેવક પર પ્રીતી॥ ૩॥**

જ્યારે શ્રીરઘુવીરે કૃપા કરી છે, ત્યારે જ તો તમે મને હઠ કરીને (પોતાની તરફથી) દર્શન આપ્યાં છે. [હનુમાનજીએ કહ્યું -] હે વિભીષણજી! સાંભળો, પ્રભુની આ જ રીત છે કે તેઓ સેવક પર સદાય પ્રેમ કર્યા કરે છે. ॥ ૩॥

**કહહુ કવન મૈં પરમ કુલીના। કપિ ચંચલ સબહીં બિધિ હીના॥**
**પ્રાત લેઈ જો નામ હમારા। તેહિ દિન તાહિ ન મિલૈ અહારા॥ ૪॥**

ભલા કહો, હું જ કયો મોટો કુળવાન છું? [જાતિએ] ચંચળ વાનર છું અને સર્વ પ્રકારે નીચ છું. પ્રાતઃકાળે જે અમારા લોકોનું નામ લઈ લે તો તેને તે દિવસે ભોજન ન મળે; ॥ ૪॥

**દો૦ – અસ મૈં અધમ સખા સુનુ મોહૂ પર રઘુબીર।**
**કીન્હી કૃપા સુમિરિ ગુન ભરે બિલોચન નીર॥ ૭॥**

હે સખા! સાંભળો, હું આવો અધમ છું; પણ શ્રીરામચન્દ્રજીએ તો મારા પર પણ કૃપા જ કરી છે. ભગવાનના ગુણોનું સ્મરણ કરીને હનુમાનજીનાં બંને નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. ॥ ૭॥

**ચૌ૦ – જાનતહૂઁ અસ સ્વામિ બિસારી। ફિરહિં તે કાહે ન હોહિં દુખારી॥**
**એહિ બિધિ કહત રામ ગુન ગ્રામા। પાવા અનિર્બાચ્ય બિશ્રામા॥ ૧॥**

જાણવા છતાંય આવા સ્વામી(શ્રીરઘુનાથજી)ને ભૂલીને જે [વિષયો પાછળ] ભટકતાં ફરે છે, તે દુઃખી કેમ ન થાય? આ પ્રમાણે શ્રીરામજીના ગુણસમૂહોને કહેતાં તેમણે અનિર્વચનીય (પરમ) શાંતિ પ્રાપ્ત કરી. ॥ ૧॥

**પુનિ સબ કથા બિભીષન કહી। જેહિ બિધિ જનકસુતા તહઁ રહી॥**
**તહ હનુમંત કહા સુનુ ભ્રાતા। દેખી ચહઉઁ જાનકી માતા॥ ૨॥**

પછી વિભીષણજીએ, શ્રીજાનકીજી જે રીતે ત્યાં રહેતાં હતાં, તે સઘળી કથા કહી સંભળાવી. ત્યારે હનુમાનજીએ કહ્યું - હે ભાઈ! સાંભળો, હું જાનકી માતાને જોવા માગું છું. ॥ ૨॥

**જુગુતિ બિભીષન સકલ સુનાઈ। ચલેઉ પવનસુત બિદા કરાઈ॥**
**કરિ સોઇ રૂપ ગયઉ પુનિ તહવાઁ। બન અસોક સીતા રહ જહવાઁ॥ ૩॥**

વિભીષણજીએ [માતાનાં દર્શન માટે] સર્વે યુક્તિઓ કહી સંભળાવી. પછી હનુમાનજી વિદાય લઈને ચાલ્યા. પાછા તે જ પહેલાના મચ્છર જેવા રૂપને ધરીને ત્યાં ગયા, જ્યાં અશોક વનમાં વનના જે ભાગમાં સીતાજી રહેતાં હતાં. ॥ ૩॥

દેખિ મનહિં મહુઁ કીન્હ પ્રનામા। બૈઠેહિં બીતિ જાત નિસિ જામા॥
કૃસ તનુ સીસ જટા એક બેની। જપતિ હૃદયઁ રઘુપતિ ગુન શ્રેની॥૪॥

સીતાજીને જોઈને હનુમાનજીએ તેમને મનોમન પ્રણામ કર્યાં. તેમને બેઠાં બેઠાં જ રાત્રિના ચારેય પ્રહર વીતી જાય છે. શરીર દૂબળું થઈ ગયું છે, સિર પર જટાઓની એક વેણી (લટ) છે. હૃદયમાં શ્રીરઘુનાથજીના ગુણસમૂહોના જપ કરતાં રહે છે. ॥૪॥

દો૦ – નિજ પદ નયન દિએઁ મન રામ પદ કમલ લીન।
પરમ દુખી ભા પવનસુત દેખિ જાનકી દીન॥૮॥

શ્રીજાનકીજીએ નેત્રોને પોતાનાં ચરણોમાં લગાવી રાખ્યાં છે (નીચું જ જોઈ રહ્યાં છે) અને મન શ્રીરામજીનાં ચરણકમળોમાં લીન છે. જાનકીજીને દીન જોઈને પવનપુત્ર હનુમાનજી ઘણા જ દુઃખી થયા. ॥૮॥

ચૌ૦ – તરુ પલ્લવ મહુઁ રહા લુકાઈ। કરઇ બિચાર કરૌં કા ભાઈ॥
તેહિ અવસર રાવનુ તહઁ આવા। સંગ નારિ બહુ કિએઁ બનાવા॥૧॥

હનુમાનજી વૃક્ષનાં પાંદડાંઓમાં છુપાઈ રહ્યા અને વિચાર કરવા લાગ્યા કે હે ભાઈ! શું કરું (આમનું દુઃખ કેવી રીતે દૂર કરું)? તે જ સમયે ઘણી જ સ્રીઓને સાથે લઈને ઠાઠ-માઠથી રાવણ ત્યાં આવ્યો. ॥૧॥

બહુ બિધિ ખલ સીતહિ સમુઝાવા। સામ દાન ભય ભેદ દેખાવા॥
કહ રાવનુ સુનુ સુમુખિ સયાની। મંદોદરી આદિ સબ રાની॥૨॥
તવ અનુચરીં કરઉઁ પન મોરા। એક બાર બિલોકુ મમ ઓરા॥
તૃન ધરિ ઓટ કહતિ બૈદેહી। સુમિરિ અવધપતિ પરમ સનેહી॥૩॥

તે દુષ્ટે સીતાજીને ઘણી રીતે સમજાવ્યાં. સામ, દાન, ભય અને ભેદ બતાડ્યો. રાવણે કહ્યું - હે સુમુખી! હે ચતુર! સાંભળ, મંદોદરી આદિ સર્વે રાણીઓને હું તારી દાસી બનાવી દઈશ, આ મારું પ્રણ છે. તું એકવાર મારી સામે જો તો ખરી! પોતાના પરમ સ્નેહી કૌશલાધીશ શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને જાનકીજી તણખલાની આડ કરીને કહેવા લાગ્યાં - ॥૨-૩॥

સુનુ દસમુખ ખદ્યોત પ્રકાસા। કબહુઁ કિ નલિની કરઇ બિકાસા॥
અસ મન સમુઝુ કહતિ જાનકી। ખલ સુધિ નહિં રઘુબીર બાન કી॥૪॥
સઠ સૂનેં હરિ આનેહિ મોહી। અધમ નિલજ્જ લાજ નહિં તોહી॥૫॥

હે દશમુખ! સાંભળ, આગિયાના પ્રકાશથી કદીય કમલિની ખીલી શકે છે? જાનકીજી પાછા કહે છે - તું [પોતાના માટેય] આવું જ મનમાં સમજી લે. અરે દુષ્ટ! તને શ્રીરઘુવીરના બાણની ખબર જ નથી. અરે પાપી! તું મને એકાંતમાંથી હરી લાવ્યો છે. અરે અધમ! નિર્લજ્જ! તનેં લાજ નથી આવતી? ॥૪-૫॥

દો૦ – આપુહિ સુનિ ખદ્યોત સમ રામહિ ભાનુ સમાન ।
પરુષ બચન સુનિ કાઢ઼િ અસિ બોલા અતિ ખિસિઆન ॥ ૯॥

પોતાને આગિયા સમાન અને રામચન્દ્રજીને સૂર્યની સમાન સાંભળીને અને સીતાજીનાં કઠોર વચનોને સાંભળી રાવણ ઘણો ખસિયાણો પડી ગયો અને તલવાર કાઢીને બહુ ગુસ્સામાં આવીને બોલ્યો - ॥ ૯॥

ચૌ૦ – સીતા તૈં મમ કૃત અપમાના । કટિહઉઁ તવ સિર કઠિન કૃપાના ॥
નાહિં ત સપદિ માનુ મમ બાની । સુમુખિ હોતિ ન ત જીવન હાની ॥ ૧॥

સીતા! તેં મારું અપમાન કર્યું છે. હું તારું સિર આ કઠોર કૃપાણથી કાપી નાંખીશ. નહીં તો [હજી પણ] જલદી મારી વાત માની લે. હે સુમુખી! નહીં તો જીવનથી હાથ ધોવા પડશે! ॥ ૧॥

સ્યામ સરોજ દામ સમ સુંદર । પ્રભુ ભુજ કરિ કર સમ દસકંધર ॥
સો ભુજ કંઠ કિ તવ અસિ ઘોરા । સુનુ સઠ અસ પ્રવાન પન મોરા ॥ ૨॥

[સીતાજીએ કહ્યું -] હે દશગ્રીવ! પ્રભુની ભુજા જે શ્યામ કમળની માળા સમાન સુંદર અને હાથીની સૂંઢ જેવી [પુષ્ટ તથા વિશાળ] છે, કાં તો તે ભુજા જ મારા કંઠમાં પડશે કાં તારી ભયાનક તલવાર! અરે શઠ! સાંભળ, આ જ મારું ખરું પ્રણ છે. ॥ ૨॥

ચંદ્રહાસ હરુ મમ પરિતાપં । રઘુપતિ બિરહ અનલ સંજાતં ॥
સીતલ નિસિત બહસિ બર ધારા । કહ સીતા હરુ મમ દુખ ભારા ॥ ૩॥

સીતાજી કહે છે - હે ચન્દ્રહાસ (તલવાર)! શ્રીરઘુનાથજીના વિરહની અગ્નિથી ઉત્પન્ન મારા ઘણા ભારે દાહને તું હરી લે! હે તલવાર! તું શીતળ, તીવ્ર અને શ્રેષ્ઠ ધારા વહાવે છે (અર્થાત્ તારી ધાર ઠંડી અને તેજ છે), તું મારા દુઃખના ભારને હરી લે. ॥ ૩॥

સુનત બચન પુનિ મારન ધાવા । મયતનયાઁ કહિ નીતિ બુઝાવા ॥
કહેસિ સકલ નિસિચરન્હિ બોલાઈ । સીતહિ બહુ બિધિ ત્રાસહુ જાઈ ॥ ૪॥
માસ દિવસ મહુઁ કહા ન માના । તૌ મૈં મારબિ કાઢ઼િ કૃપાના ॥ ૫॥

સીતાજીનાં આ વચન સાંભળતાં જ તે મારવા દોડ્યો. ત્યારે મયદાનવની પુત્રી મંદોદરીએ નીતિ કહીને તેને સમજાવ્યો. પછી રાવણે સર્વે રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે જઈને સીતાજીને ઘણી રીતે ભય પમાડો. જો માસભરમાં આ કહેવું ન માને તો હું આ તલવાર કાઢીને એને મારી નાંખીશ. ॥ ૪-૫॥

દો૦ – ભવન ગયઉ દસકંધર ઇહાઁ પિસાચિનિ બૃંદ ।
સીતહિ ત્રાસ દેખાવહિં ધરહિં રૂપ બહુ મંદ ॥ ૧૦॥

[આમ કહીને] રાવણ ઘેર ચાલ્યો ગયો. અહીં રાક્ષસીઓના સમૂહ ઘણાં જ કુરૂપ ધારણ કરીને સીતાને ભય પમાડવા લાગ્યા. ॥ ૧૦॥

ચૌ૦ – ત્રિજટા નામ રાચ્છસી એકા। રામ ચરન રતિ નિપુન બિબેકા॥
સબન્હૌ બોલિ સુનાએસિ સપના। સીતહિ સેઈ કરહુ હિત અપના॥૧॥

તેમાં એક ત્રિજટા નામની રાક્ષસી હતી. તેની શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પ્રીતિ હતી અને તે વિવેક(જ્ઞાન)માં નિપુણ હતી. તેણે સર્વેને બોલાવીને પોતાનું સ્વપ્ન સંભળાવ્યું અને કહ્યું - સીતાજીની સેવા કરીને પોતાનું કલ્યાણ કરી લો. ॥૧॥

સપનેં બાનર લંકા જારી। જાતુધાન સેના સબ મારી॥
ખર આરૂઢ઼ નગન દસસીસા। મુંડિત સિર ખંડિત ભુજ બીસા॥૨॥

સ્વપ્નમાં [મેં જોયું કે] એક વાનરે લંકા બાળી નાખી. રાક્ષસોની આખી સેના મારી નાખવામાં આવી. રાવણ ગધેડા પર નાગો બેઠેલો છે. તેનાં માથાં મુંડાવેલાં છે, વીસેય ભુજાઓ કપાયેલી છે. ॥૨॥

એહિ બિધિ સો દચ્છિન દિસિ જાઈ। લંકા મનહુઁ બિભીષન પાઈ॥
નગર ફિરી રઘુબીર દોહાઈ। તબ પ્રભુ સીતા બોલિ પઠાઈ॥૩॥

આ પ્રમાણે તે દક્ષિણ (યમપુરીની) દિશામાં જઈ રહ્યો છે અને જાણે લંકા વિભીષણને મળી છે. નગરમાં શ્રીરામચન્દ્રજીની આણ વર્તાઈ ગઈ છે. પછી પ્રભુએ સીતાજીને તેડું મોકલ્યું. ॥૩॥

યહ સપના મૈં કહઉઁ પુકારી। હોઇહિ સત્ય ગએઁ દિન ચારી॥
તાસુ બચન સુનિ તે સબ ડરીં। જનકસુતા કે ચરનન્હિ પરીં॥૪॥

હુ પોકારીને (નિશ્ચય સાથે) કહું છું કે આ સ્વપ્ન ચાર (થોડાક જ) દિવસો પછી સત્ય થઈને રહેશે. તેનાં વચન સાંભળીને તે સર્વે રાક્ષસીઓ ડરી ગઈ અને જાનકીજીના ચરણે પડી ગઈ. ॥૪॥

દો૦ – જહઁ તહઁ ગઈં સકલ તબ સીતા કર મન સોચ।
માસ દિવસ બીતેં મોહિ મારિહિ નિસિચર પોચ॥૧૧॥

(આ પછી) તે સર્વે આસ-પાસ ચાલી ગઈ. સીતાજી મનમાં વિચાર કરવા લાગ્યાં કે એક મહિનો વીત્યે નીચ રાક્ષસ રાવણ મને મારશે. ॥૧૧॥

ચૌ૦ – ત્રિજટા સન બોલીં કર જોરી। માતુ બિપતિ સંગિનિ તૈં મોરી॥
તજૌં દેહ કરુ બેગિ ઉપાઈ। દુસહ બિરહુ અબ નહિં સહિ જાઈ॥૧॥

સીતાજીએ હાથ જોડીને ત્રિજટાને કહ્યું - હે માતા! તું મારી વિપત્તિની સંગિની (સાથી) છે. જલદી કોઈ એવો ઉપાય કર, જેથી હું શરીર ત્યજી શકું. વિરહ અસહ્ય થઈ ચાલ્યો છે. હવે, એ સહેવાતો નથી. ॥૧॥

આનિ કાઠ રચુ ચિતા બનાઈ। માતુ અનલ પુનિ દેહિ લગાઈ॥
સત્ય કરહિ મમ પ્રીતિ સયાની। સુનૈ કો શ્રવન સૂલ સમ બાની॥૨॥

લાકડાં લાવીને ચિતા બનાવી તૈયાર કરી દે. હે માતા! પછી તેમાં આગ ચાંપી દે. હે સમજુ! તું મારી પ્રીતિને સત્ય કરી દે. રાવણની શૂળ સમાન દુઃખ આપનારી વાણી કાનોથી કોણ સાંભળે? ॥૨॥

